# સુખમય જીંદગી

રવિશંકર મહાશંકર અંજારીઆ.

# સુખમય જીંદગી

## જીંદગી સફળ–સુખી કરવા સીધો સરળ રસ્તો.

લખી,

પ્રગટ કરનાર

**રવિશંકર ગણેશજી અંજારીઆ.**

'વહુને શીખામણ' તથા 'દીર્ઘાયુ શી રીતે થવાય'ના કર્તા.

માંગરોળ–કાઠીઆવાડ.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપ્યું–કોટ, સર્કલ, સાસુન બિલ્ડિંગ–મુંબઈ.

---

**મૂલ્ય રૂ. ૧–૦–૦.**

# પ્રસ્તાવના

દરેક મનુષ્ય પોતાના મનથી બનાવેલ–માનસિક વાતાવરણ–દુનીઆમાં વસે છે. તેની બધી ખુશાલીઓ–દીલગીરીઓ–એ ખરું પૂછો તો–તેના મનમાંજ ઉદ્ભવ પામેલી–સ્વકલ્પિત જ છે. આવી દુઃખી દુનિઆમાં પણ કોઇ એવા નર વસે છે કે જે બધું સારા રૂપમાંજ અનુભવે છે, સુખ જ ભોગવે છે અને દુનિઆના મોટા ભાગનાં સ્વકલ્પિત દુઃખો–પાપો–થી નિરાળા રહે છે. એવો અનુભવ સહુ કોઇએ મેળવવા આત્મિક બળ અને પૂરા સંયમની જરૂર છે. એવા આત્મિક બળવાળાને અથવા સંયમીને આ દુનિયા સુખમયજ બની રહે છે. આવી સુખદ જીંદગી–અજ્ઞ લોકો સમજે છે તેવી અસંભવિત કે દૂર નથી, તે દરેક માણસમાં હૃદયસ્થ છે. માત્ર અબાધિત યત્ન કરી પોતે જ અનુભવવાની છે. જ્યાંસુધી નિર્બળપણાને ભોગ થઈ લાલચુ, રડતો, પાપી અને પશ્ચાત્તાપ કરતો જ રહેવાને માણસ મથે છે ત્યાં સુધી તેવો જ રહે છે; પણ જ્યારે પોતાથી જ આ સ્વપ્નવત્ ખ્યાલી–ક્ષણિક સ્થિતિને તરછોડી સ્વાનુભવ–આત્મબળ–સંયમ અને આદર્શજીવન ગાળવાનું સમજતો થાય છે ત્યારે દુઃખ રહેતું જ નથી.

દુઃખ એ શબ્દનો અર્થ 'દુઃ' એટલે મુશ્કેલીથી અને 'ખ' એટલે ખમી શકાય એમ થાય છે. એટલે જે સહન કરવામાં મુશ્કેલી તે દુઃખ, અને તેથી ઉલટું સહેલાઇથી સહન થાય તે સુખ.

હવે જ્યારે આત્મબળથી, સંયમથી અને છેવટ સ્વાનુભવથી સહન કરવાપણું જ રહેતું નથી ત્યારે માણસ માત્રને સાક્ષી તરીકે 'નિષ્પક્ષ' રહેવાની સ્થિતિ જ મેળવવી જોઇએ. જે કોઈ તેવી સ્થિતિએ પહોંચે તેને તો સુખ અથવા દુઃખ રહી જ શકતું નથી.

આવી સમજ આપી, સદ્બોધ આપનારાં પુસ્તકો સંસ્કૃત ભાષામાં છે, પણ પ્રાકૃત ભાષામાં તેવાં પુસ્તકો કેટલાં થોડાં છે! જુવાનીઆઓને સીધે રસ્તે દોરે અને તેમનું આચરણ શરૂઆતથી જ એક સરખું સદ્ગુણમય કરે એવાં સાદી શૈલીમાં સરળ ભાષામાં લખાયેલાં માર્ગદર્શક પુસ્તકો ગુજરાતીમાં તો નથી એમ કહીએ તો ચાલે, અંગ્રેજીમાં તેવાં પુસ્તકો ઘણાં છે. પણ બધા કાંઈ અંગ્રેજી જાણતા નથી. જે અંગ્રેજી જાણે છે તેની વાંચનની દિશા પણ જુદી હોય છે, એટલે સાધારણ દેખાતાં પણ શીખામણથી ભરેલાં નાનાં પુસ્તકો વાંચવા વૃત્તિ રહેતી નથી, વખત રહેતો નથી, અને કદાચ "અમે બધું સમજી ગયા છીએ" એમ જાણી તેવાં વાચન તરફ દુર્લક્ષ રહે છે, એમ જણાતાં પ્રખ્યાત લેખક મરહૂમ જેમ્સ એલન (James

Allen)નાં કેટલાંએક પુસ્તક વાંચ્યા બાદ મનમાં આવ્યું કે તે ધોરણે ગુજરાતી ભાષામાં લેખ લખાય તો ઉપયોગી થાય.

આ હેતુ ધ્યાનમાં રાખી સદરહુ લેખકનાં પુસ્તકોમાંથી "The Life Triumphant" નામનું પુસ્તક વાંચ્યા બાદ તેને અવલંબી આ લેખ લખવાનું મનમાં આવ્યું અને તેથીજ આ પ્રયાસ કર્યો છે.

મરહૂમ જેમ્સ એલનનાં પુસ્તકોનો ઉપયોગ છુટથી કરવામાં આવ્યો છે. તેથી તે ગૃહસ્થનો આભારી થયો છું.

આ પુસ્તક બહાર પાડવામાં મરહૂમ દા. સા. મૂળવાજીનાં મોટી કુંવરી અ. સૌ. આણંદકુંવરબા સાહેબ તથા બીજા અન્ય ગૃહસ્થોએ જે મદદ કરી છે તેનો એક સામટો આભાર માનું છઉં અને પુસ્તક વાંચી જેઓ કંઈ ફાયદો મેળવશે તેમને તેવી તકનો લાભ આપવામાં કારણભૂત થવાથી કુદરતી પુણ્યના લાભ તેઓ મેળવશે એ નિઃશંક છે.

સદરહુ લેખ જો ઉપયોગી છે એમ જન સમાજનો અભિપ્રાય જણાશે તો લેખકનો વિચાર તેવા અન્ય લેખ બહાર પાડવાનો છે.

માંગરોળ.
તારીખ ૨૦ મે ૧૯૧૮

**રવિશંકર ગણેશજી અંજારીઆ**
રીટાયર્ડ મેડીકલ ઓફીસર
માંગરોળ-સ્ટેટ—**કાઠીઆવાડ.**

# અનુક્રમણિકા.







કોટડા સાંગાણીના મરહુમ

**ઠાકોર સાહેબ મુળવાજી તોગાજી.**

જન્મ: ૫-૧૨-૧૮૭૨ મૃત્યુ: ૭-૩-૧૯૧૩

# અર્પણપત્રિકા.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

ભગવદ્‌ગીતા અ. ૩ શ્લોક ૨૧

(શ્રેષ્ઠ પુરુષો જેમ જેમ વર્તે છે તેમ તેમ બીજા માણસો પણ વર્તે છે. શ્રેષ્ઠ પુરુષો જે જે માર્ગ નિશ્ચિત કરે છે તેનું જ લોકો અનુકરણ કરે છે.)

કોટડા સાંગાણીના મરહૂમ ઠાકોર સાહેબ મૂળવાજી તોગાજી જેની સાથે ગ્રેન્ટ મેડીકલ કાલેજ છોડ્યા પછી મારે નિકટના સંબંધમાં આવવાનું થયું હતું, જેની સાથે આખા હિન્દુસ્તાનની મુસાફરી કરવા મને તક મળી હતી, જેની મહેરબાનીથી તેમનાં મા સાહેબ તથા રાણી સાહેબને લઇ તીર્થયાત્રા કરવાનું બન્યું હતું, જેની મારા પ્રત્યેની સ્નેહની અખંડ લાગણી તેમનો આત્મા મુક્તિને પામ્યો ત્યાં સુધી કાયમ રહી હતી અને જેની જીવનવ્યવહારની પદ્ધતિ—સત્યયુગી રાજા સમાન—સર્વ અંગભૂત પ્રત્યે સમદૃષ્ટિવાળી—અને હમેશાં આદિથી અંત સુધી સુખમય રહી હતી તેમને તેમના તરફ અપૂર્વ સ્નેહની લાગણી બતાવવા આ પુસ્તક નમ્રભાવથી અર્પણ કરું છું.

પુસ્તકનો વિષય જીંદગીને સુખમય બનાવવાનો છે અને જેની જીંદગી આદર્શરૂપ સુખમય નીવડી હોય તેને અર્પણ કરવાથી નમુનારૂપ પુરુષનો આત્મા બીજાઓની જીન્દગીની સુખરૂપ બનાવવા સહાયભૂત થાય છે. તેવો આત્મા મરહૂમ મૂળવાજીનો હોઇ તેને જ અર્પણ કરવાનું યોગ્ય હોઇ તેમ કરી–મારી ફરજ અદા કરું છું.

માંગરોળ, તા૦ ૨૦ મે ૧૯૧૮.

રવિશંકર ગણેશજી અંજારીઆ,
મરહૂમ ઠા. સા. મૂળવાજીનો સેવક.

# કોટડા સાંગાણીના મરહુમ ઠાકોર સાહેબ મુળવાજી તોગાજીની ટુંક જીવનરેખા



प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

ભગવદ્ગીતા, અધ્યાય ૬ ઠો શ્લોક ૪૧.

( યોગભ્રષ્ટ પુરૂષ મહત્પુણ્યદ્વારા પ્રાપ્ત થનાર ઇન્દ્રાદિક લોકમાં જઈ ત્યાં અનેક વર્ષો સુધી રહી પછી મૃત્યુલોકમાં પવિત્ર તથા શ્રીમંત પુરૂષના કુળમાં જન્મ પામે છે. )

કોટડા સાંગાણીના ઠાકોર સાહેબ તોગાજીને બે રાણી હતાં: એક ટીંબાવાળાં જામબા સાહેબ તથા બીજાં રતનબા સાહેબ.

તેમને ચાર કુંવરી હતાં, પણ કુંવર મોટી ઉમ્મર સુધી નહોતા તેથી તેમણે માતાજીની ઉપાસના કરી અને તેને પરિણામે તારીખ ૫ ડીસેંબર સને ૧૮૭૨ સંવત ૧૯૨૯ કારતક શુદ ૫ ને વાર મંગળવાર મૂળ નક્ષત્રમાં કુંવરનો જન્મ જામબા સાહેબને પેટે થયો. મૂળ નક્ષત્રમાં જન્મ હોવાથી મુળવાજી નામ આપ્યું, અને મૂળ નક્ષત્રમાં જન્મ થયો એટલે પિતા ઉપર ભાર એમ ગણાતું હોવાથી તેની શાન્તિ અર્થે યોગ્ય દાન વિગેરે કરવામાં આવ્યાં.

મુળવાજીની ૬ વર્ષની ઉમ્મર થઈ ત્યાં, તારીખ ૧૧-૧૧-૧૮૭૯ને રોજે પિતાશ્રી તોગાજીએ બત્રીશ વર્ષની યુવાન વયે

સ્વર્ગવાસ કર્યો ને કુંવરની સંભાળ માતુશ્રી જામબાને શિર આવી પડી.

મુળવાજી સાહેબની નાની ઉમ્મર દરમ્યાન ત્યાંના કારભારી રા. જીવણરામભાઈ જે એજન્સીના તથા નામદાર ઠાકોર સાહેબના બહુ માનીતા હતા તેને જ મેનેજર નીમવામાં આવ્યા, પણ તે પણ મુળવાજી સાહેબની ૧૩ વર્ષની ઉમ્મર થઈ ત્યાં ગુજરી જતાં તેમની જગ્યાએ તેમના પુત્ર રા. ઉમીયાશંકરભાઈ જે તે વખતે ચૂડાના કારભારી હતા, તેને એજન્સીએ નીમ્યા.

ઉપર મુજબ ગોઠવણુ થવાથી રાજમાતા તથા મેનેજરની સંભાળ નીચે દિન પ્રતિદિન મુળવાજી સાહેબ મોટા થતા ગયા ને સન ૧૮૮૧ ના ડીસેમ્બર માસમાં ૯ વર્ષની ઉમ્મરે તેમને રાજકોટ રાજકુમાર કૉલેજમાં મોકલવાનું ઠર્યું તે વખતે તેમની સાથે સંભાળ લેવા તથા માસ્તર તરીકે પ્રથમ રા. હંસરાજ જીવરાજ ને તે પછી રા. લક્ષ્મીશંકર દુર્લભજીને નીમવામાં આવ્યા. ત્યારથી તેમનો અભ્યાસ સારો આગળ વધ્યો. લક્ષ્મીશંકરભાઇના શાંત સ્વભાવ, સત્યતા, સૌજન્ય, ગાંભીર્ય, એકનિષ્ઠા, પ્રમાણિકપણું એ બધા ગુણોને લઇને નામદાર મુળવાજી સાહેબનું ચરિત્ર પણ ઉંચા પ્રકારનું થતું ચાલ્યું. તેમાં તે વખતે રાજકુમાર કૉલેજના પ્રીન્સીપાલ મે. ચેસ્ટર મેકનોટન તથા તેમનાં માયાળુ મઢમ સાહેબની ઉંચા પ્રકારની સોબત અને

સંભાળને લીધે નાની ઉમ્મરમાં મુળવાજી સાહેબ ઠરેલ પ્રકૃતિના, થોડું બોલનારા, અવલોકન કરનારા, તથા શ્રદ્ધાવાન બનતા ગયા. બાળપણથી જ શાસ્ત્રશ્રવણની, ગાયની સેવાની, તથા બંને પૂજ્ય માતુશ્રીઓની સેવાની ટેવ પડેલી હોવાથી એવું આસ્તિક બંધારણ થયું, કે તેની અસર જીન્દગીનો બધો વખત એક સરખી ટકી રહી.

તેઓ ચૂડાના ભાયાત ભડકવા દરબાર રાણાશ્રી ગજસિંહજીની કુંવરી હરીબા સાહેબ વેરે સંવત ૧૯૪૯માં પરણ્યા.

કોલેજનો અભ્યાસ પુરો થતાં સને ૧૮૯૩ની આખરમાં વડીઆના ના. બાવાવાળા સાહેબ અને ના. મુળવાજી સાહેબને હીન્દુસ્તાનની મુસાફરીએ એજન્સી દફતરદાર રા. બ. ચમનરાય હરરાયની દેખરેખ નીચે જવાનું ઠર્યું. તે મુસાફરી દરમીઆન જે જે યાત્રાનાં સ્થળ આવતાં ત્યાં શ્રદ્ધાપૂર્વક યાત્રા કરવામાં જે પ્રેમ તથા શ્રદ્ધા મુળવાજી સાહેબમાં તે ઉમ્મરે હતાં તેવાં તેની સાથે ગએલા મોટી ઉમ્મરવાળામાં પણ જોવામાં ન આવતાં. તીર્થે જતાં અગાઉ તીર્થ ઉપવાસ કરવો, બીજે રોજ ગમે તેવી ટાઢ હોય તો પણ તીર્થસ્નાન, શ્રાદ્ધ વિગેરે કરી મુખ્ય દેવદર્શન કરી, શ્રદ્ધાથી ઉઘાડે પગે શાન્ત જીવ રાખી આસ્તાથી મુળવાજી સાહેબ યુવાન અવસ્થામાં જે અનન્ય ભક્તિ તીર્થ અને દેવ પ્રત્યે બતાવી શકતા તે જોઈ તેઓના સાથીઓને આશ્ચર્ય સાથે આનંદ થયા વગર રહેતોજ નહીં.

મુસાફરી પુરી થતાં શ્રી જડેશ્વરનાં દર્શન કરી રાજકોટ થઈ તારીખ ૨૦–૫–૧૮૯૪ ને દિવસે કોટડે જ્યારે પધાર્યા તે વખતે તેમને સામા અરધા ગાઉ ઉપર જે ગોઠવણ તેમના માનાર્થે કરવામાં આવી હતી તે તેમના પ્રત્યેના રૈયતના ભક્તિ ભાવનો પ્રત્યક્ષ પુરાવો આપતી હતી.

તેઓ મુસાફરીએથી પધાર્યા પછી તેમના મેનેજર ઊમીયાશંકરભાઈ સાથે જોઇન્ટ કામ કરવા બેસતા; ૭ માસ બેઠા બાદ તેમના કામથી મેનેજર સાહેબનો એવો મત મેળવી શકયા કે તેમને તુરત એજન્સીએ સ્વતંત્ર સત્તા સન ૧૮૯૫ ની તારીખ ૭ એપ્રીલે સોંપી. નામદાર મુળવાજી સાહેબે સ્વતંત્ર લગામ લેતાં પોતાના મેનેજરને જ કારભારી નીમ્યા.

નામદાર મુળવાજી સાહેબ પોતે યાત્રા કરી આવેલ હોવાથી પોતાનાં બન્ને માતુશ્રીને તથા પટ્ટરાણીને યાત્રાએ મોકલવા તીવ્ર લાગણી હતી. તે મુજબ તેમને પૂરી સગવડ મળી શકે તેવા પુરા ખરચથી, આ લખનારને સાથે મોકલી, સને ૧૮૯૬ ના ફેબ્રુઆરી માસમાં યાત્રા કરવા મોકલ્યાં અને એ પ્રમાણે સૌને યાત્રા કરાવી તેમને સંતોષ આપ્યો ને પોતે પોતાની ફરજ બજાવી એમ માન્યું.

નામદાર મુળવાજી સાહેબને મોટાં રાણી હરીબા સાહેબને પેટે ત્રણ કુંવર ને ત્રણ કુંવરીઓ સાંપડેલ પણ ત્રણે કુંવર તથા એક કુંવરી કમનશીબે અમુક દિવસનાં થઇને જ

ગુજરી ગયાં. બે કુંવરીઓ હયાત છે. મોટાં આનંદકુંવરબા-તેમનાં લગ્ન ધામધુમથી ધ્રાંગધ્રા રાજસાહેબ સાથે તા૦ ૧૭ ફેબ્રુઆરી સને ૧૯૧૩ કર્યાં અને નાનાં હીરાકુંવરબા હજુ કુંવારાં છે. કુંવરની તાણને લીધે માતુશ્રીના આગ્રહથી શીહોરવાળા જેસિંહજીનાં કુંવરી જયકુંવરબા સાથે ૧૯૫૭ સાલમાં બીજાં લગ્ન કર્યાં. જયકુંવરબા સાહેબને એક કુંવર જન્મ્યા પણ ઓછી તપશ્ચર્યાંને લઇ તેઓ પણ રાજ્ય ભોગવવા રહ્યા નહીં. પુત્રપ્રાપ્તિ માટે માતુશ્રી જામબા સાહેબે ત્રીજાં લગ્ન કરવા કહ્યું ત્યારે પોતે ઉત્તર આપ્યો કે "આપની આજ્ઞા ઉઠાવું છું, બાકી મારે કુંવર થવો હોય અને રહેવો હોય તો બંને રાણીને બે થયા તે જન્મીને કેમ વળી જાય. માટે માતાજીની મરજી હોત તો પહેલાં રાણીના જ કુંવર જન્મી ચાલ્યા ન જાત. આપ કહો છો તો લગ્ન કરું છું પણ જે હેતુસર તે કરાવો છો તે હેતુ સરવો મુશ્કેલ છે." **અને એ વચન સત્ય જ** રહ્યાં. માતુશ્રીના આગ્રહથી સંસ્થાન પાલીતાણા ભાયાત મોતી-સરીના ગોહેલશ્રી માધવસિંહજીનાં કુંવરીશ્રી તપ્તી કુંવરબા સાહેબ વેરે તા૦ ૫-૭-૧૯૧૧ ના રોજ, હથેવાળે પર-ણ્યા હતા. તેમને કાંઇ સંતાન થયેલ નથી.

પોતે માતાના અનન્ય ભક્ત હતા. દર નવરાત્રિ પોતે દુધ ઉપર જ રહેતા; માતાજીનો થાળ જ પોતે આરોગતા. બ્રાહ્મણના હાથની જ રસોઇ જમતા. એક સુજ્ઞ સુપાત્ર

બ્રાહ્મણને જમાડીને જ જમતા. હમેશાં માતાજીની પૂજા ઉપરાંત અરધો કલાક શાસ્ત્ર શ્રવણ કરતા.

તેમના જેવા એકવચની, શ્રદ્ધાવાન, પત્નીવ્રત પાળનારા, નીતિમાં એકા; એવા સાધારણ મનુષ્યમાં પણ મળવા મુશ્કેલ થઈ પડે તો રાજ્ય કરનારામાં શોધવા જતાં મળવા દુર્લભ જ છે. તેમાં આ જમાનામાં તો તેવી આશા રાખવી જ ફોગટ છે. હમેશાં સાત્વિક ખોરાક જ લેતા. ગાયનું બ્રાહ્મણનું ને માતાજીનું પૂજન કર્યાં વગર અને તેમને જમાડ્યા કે થાળ ધર્યાં અગાઉ ન જમતા.

રાજ્ય કારભાર સ્વતંત્ર રીતે ચલાવતા; તેમાં પણ રૈયતને સમાધાની તરફ સમજાવી કામ લેતા. કોટડા સાંગાણીમાં વસ્તીમાં હિન્દુ એક ભાગ, મુસલમાન બે ભાગ છે. પણ હિન્દુ મુસલમાન એક સરખું વર્તન રાખી ભાઈઓ જેવા જ રહે છે ને કોઇવાર તકરાર થવી તો એક બાજુ રહી પણ બંનેના સાંસારિક, ધાર્મિક રિવાજોમાં, વ્યવહારોમાં, ભાઇઓની માફક સંપથી વર્તી જે ભાઇચારો ત્યાં જોવામાં આવે છે તે નામદાર ઠાકોર સાહેબ મુળવાજીની બંનેને એક સરખી રીતે રાખવાની વૃત્તિને જ આભારી છે.

નામદાર મુળવાજી સાહેબની પ્રેમભાવના વધારવાની ને રાજ્ય ભક્ત બનાવવાની એક ટેવનો દાખલો આપું છું. તેનું રહસ્ય સમજવાવાળા તેમની આ ટેવને માટે ધન્ય-

વાદ આપ્યા વગર નહીં રહે. દરરોજ સાંજે પાંચ છ બજ્યાને વખતે દરબારગઢમાં શહેરનાં છોકરાંને એકઠાં કરી પોતે જાતે દરેક છોકરાં હિન્દુ મુસલમાન સર્વને ચાર પાંચ પતાસાં પેંડા અથવા શેરડી–કેરી વગેરે જૂદી જૂદી ઋતુની જૂદી જૂદી ચીજો પોતાને સ્વહસ્તે આપતા, ને તું ફલાણાનો છોકરો કે? અરે તું કેની છોકરી? એવા હસમુખા ચહેરાથી સવાલ કરતા જતા. પછી જ્યારે જ્યારે પોતે ગામમાં નીકળે ત્યારે "બાપુ સલામ" "બાપુ રામ રામ" એમ નાનપણથી છોકરાં કહે ને તે દરેકને સામા હસી હસી કેટલીકવાર તો નામ લઇને "સલામ સલામ" "બચ્ચાં જીવતા રહો" એમ આશીર્વાદ દેતા જાય. તે પછી મોટાં થાય ત્યારે રાજ્યભક્ત વફાદાર કેવાં નીકળે તેનો તોલ કરવો મુસ્કેલ નથી.

નવરાત્રિને વખતે નવરોજ સુધી દુધ ઉપરજ રહેવું. રાત્રે ધામધુમથી ગરબી ગરબા ગાવા, ગવરાવવા, યોગ્ય બ્રાહ્મણોને દક્ષણા આપી, જ્ઞાન, ભક્તિ, આનંદમાંજ વખત નિર્ગમન કરવો. એ બધાં રૈયતને સદ્દવર્તન સદ્દધર્મ ને અન્યો અન્ય પ્રેમ વધારવાના તેમનાં સાધનો હતાં. અને તે દર વર્ષે નિયમિત એક સરખા ભાવથી થતું. તેનો લાભ લેવા દૂર દેશથી સેંકડો માણસો એકઠાં થતાં.

ટુંકામાં, નામદાર મુળવાજી સાહેબ સાત્ત્વિક, ધાર્મિક વૃત્તિવાળા અને તેવાંજ આચરણવાળા હતા, અને તેથી તેમણે રૈયતનો એક સરખો પ્યાર મેળવ્યો હતો.

ના. ઠાકોર સાહેબને ધર્મ ઉપર બહુ પ્રીતિ હતી. સાધુ સંતોની બહુ સારી સેવા કદર કરતા. નાનાં બચ્ચાં ઉપર બહુજ પ્રેમ રાખતા. ઉપર જણાવ્યા મુજબ દરરોજ સાંજે મીઠાઇનાં લ્હાણાં ઉપરાંત નાનાં બચ્ચાંને બહુવાર જમાડી આનંદ લેતા. તેવીજ રીતે ખાનદાન કુટુમ્બનાં ગરીબી હાલતવાળાંની–નાચારની–દુઃખીની તપાસ રાખી છૂપી મદદ બહુ આપતા–ભણેલા છતાં સુધારાના ખોટા ડોળમાં ઘસડાયા નહોતા એટલુંજ નહીં પણ સાદો પોષાક–સાદી રીતભાત–સાદો ખોરાક–સરળતા અને સાદાઈ રાખવા કુદરતી ટેવ હતી. પોતે ધર્મમાં આસ્તિક, અન્ય ધર્મીને પણ પોતાના ધર્મ જેટલુંજ માન આપનારા તથા તેમની સગવડ સાચવવાવાળા, તેમની પ્રત્યે પુરતા માનની ને શ્રદ્ધાની નજરથી જોનારા હતા. દેવ–ગુરૂ–માતા–બ્રાહ્મણ–ગાયઃ તેમની સેવામાં બરાબર અડગ રીતે કાયમની–સહજ પ્રીતિ ધરાવનારા હતા. હમેશાં સંતોષી–નિરભિમાનિ સમદ્દષ્ટિવાળા અને આપ્ત પુરૂષ કે ઋષિને છાજે તેવાં ઊંચ વર્તનના આદર્શ રૂપ હતા. તેમને કોઈ પણ જાતનું વ્યસન નહોતું. કોઇકવાર હોકા વાટે તમાકુ પીતા તેપણ નિયમસર બંધાણ તરીકે નહીં.

તેમની તબીયત સાધારણ રીતે સારી હતી પણ "હાર્ટ ડીઝીઝ" છેલ્લાં પાંચેક વર્ષથી લાગુ પડ્યો હતો. ઉપચાર આયુર્વેદિક જ કરવાની તેમની દ્દઢ વૃત્તિ હોવાથી ડાકટરોને

તબીયત બતાવે તોપણ દવા તો આયુર્વેદિક જ લેતા. પ્રશ્નોરા નાગર ગૃહસ્થ વયોવૃદ્ધ અનુભવી કાનજીભાઈ નામના વૈદરાજ લાંબા વખતથી કુટુમ્બ વૈદ તરીકે નોકર હતા. જરૂર પડે બીજા વૈદોને બોલાવતા.

યાત્રા કરી આવ્યા પછી બ્રાહ્મણની રસોઇજ જમતા. સાત્ત્વિક ખોરાક જ લેવાની ટેવ હતી અને સાધારણ રીતે તો શેડકઢું દુધ ને બાજરાના રોટલા જેવો ખોરાક જ પસંદ કરતા.

એકવાર જ્યારે પોતાની તબીયત જરા નબળી જણાઈ ત્યારે તેમનાં માતુશ્રીએ આરામ થઈ શ્રી હજુર સોમનાથ પધાર્યાં બાદ જ ઘી ખાવાની આકરી બાધા લીધી. આરામ થયા બાદ ત્રણેક મહીને પોતાને તે બાધાની ખબર પડી એટલે તુરત શિવરાત્રિ નજીક હતી, તેનું બાનું આપી શિવરાત્રિ ઉપર પ્રભાસપાટણ જવા માતુશ્રીની રજા માંગી. માતુશ્રી ઉતાવળ કરવાનું ખરું કારણ સમજી ગયાં ને થોડા માસ બાદ જવા જણાવ્યું પણ તેમણે પોતે તબીયત સારી હતી તેથી જવાનો નિશ્ચય રાખ્યો. માતુશ્રીએ રજા આપી અને પ્રભાસ જવા સાથેનાં માણસોમાં એવી રીતની ગોઠવણ કરી કે હવે વહેમ જાય છે કે તેમને પોતાના ભાવિની કંઇક ખબર હતી. સાથે નોકર—અમીર લીધા, તેમાં રજપુત લીધા. લગભગ બધા હિન્દુ લીધા, પણ બે કે ત્રણ મુસલમાન પણ લીધા. જૂનાગઢના મહે-

રબાન એડમીનીસ્ટ્રેટર સાહેબ તરફથી વેરાવળમાં બંગલામાં ઉતારાની સારી ગોઠવણુ રાખી હતી, પણુ ત્યાંના અમલદારોએ રાત્રે મોડી ગાડી પહોંચતી હોવાથી, સ્ટેશન નજીક મુસાફરી બંગલો છે તેમાં રાતની રાત રહી સવારે બંગલે જવાનું અનુકૂળ પડે તો તેમ ગોઠવણુ કરી હતી. તે મુજબ રાતે ત્યાં જ રહ્યા. સવારે બંગલે જવા ગાડીઓ આવતાં "અરે આપણે બધા થોડા વખતના મુસાફર જ છીએ અને અહીં બરાબર સગવડ છે એટલે જવું નથી" એમ ઉપકાર માની જવાબ આપ્યો અને ત્યાં જ રહ્યા. ત્યાંથી સવારમાં પ્રભાસપાટણુ જઈ આવી ત્રિવેણી નાહી સોમનાથનાં દર્શન કરી આવતા.

શિવરાત્રિએ માનતા પુરી કરી અમાસ સવારમાં ચાલવાને રીઝવર્ડ એકોમોડેશન કરી હતી. રાત્રે વિચાર આવ્યો કે અમાસનો દિવસ છે, પ્રભાસ જેવું ક્ષેત્ર છે, માટે આજ તો અહીં જ રહી ધર્મ ધ્યાનમાં દિવસ ગાળશું, બ્રાહ્મણુને યથાશક્તિ દાન આપશું ને શહેર તથા બંદરનાં છોકરાંને ખજુર વહેંચશું. સંકલ્પ મુજબ સવારમાં પાંચ બજે નાહી ધોઈ સંધ્યા સ્નાન પૂજા કરી આઠ બજે બ્રાહ્મણોને દાન લેવા કહેવરાવેલ હોવાથી હાજર હતા, તે બધાને વારા ફરતી બોલાવી હાથ જોડી પગે લાગી એક એક ફળ ઉપર દક્ષણા, વચ્ચે વચ્ચે ગુપ્તદાન, ફળમાં દક્ષણા અને ઉપર પણુ દક્ષણા એમ વારા ફરતી આપતા ગયા. ગાય-

ત્રીનો મંત્ર જે બ્રાહ્મણને આવડતો તેને રૂપાદાન અને ન આવડે તેને તો જન્મથી બ્રાહ્મણ છો એટલે દક્ષણા આપું છું એમ કહી બે આનાના પૈસા આપતા, અને મોઢે કહેતા કે રૂપાનો સિક્કો દાનમાં લેવો હોય તો ગાયત્રી તો શીખો, એમ ઉપદેશ આપતા. સાડા અગીયાર સુધી તે પ્રમાણે ચાલ્યું. બપોરે સહેજ સાત્વિક ભોજન કર્યું. સાંજે પોતાને એમ થયું કે દરીએ જાતે જઈ પગે લાગી આવીએ. એમ કહી સાંજે સાડાપાંચ છ બજે ગાડીમાં પોતે તેમના કાકા તથા લખનારને સાથે લઈ વેરાવળ ને પાટણની વચ્ચે ભીડીયા મહાદેવની જગ્યા છે ત્યાં ગયા. ગાડીમાંથી ઉતરતી વખતે જરા ફેર આવવાનું જણાવ્યું એટલે લખનારે જણાવ્યું કે સાહેબ, આટલે સુધી પધાર્યાં છો; દરીયાનાં ગાડીમાં બેઠાં દરશન થાય છે; આપને એટલેથી ફેર આવે છે, તો ચાલીને નજીક જતાં બહુ ફેર આવશે. માટે કાકા સાહેબને કે મને નાળીએર આપો તો આપની સમક્ષ દરીયાને પગે લાગી પધરાવી આવીએ. એટલે હસ્તે મુખે કહ્યું "એ ધંધો સારો; નાળીએર મારૂં; અહીં સુધી આવ્યા મારી સાથે, અને હવે થોડા સારૂ મારા હાથમાં આવ્યું પુણ્ય તમે લઈ જાઓ." "એમ કરો, તમે બન્ને મારાં બાવડાં ઝાલી પડખે ચાલ્યા આવજો, હું પડીશ તો નહીં, પણ પાણી જોઈ ફેર બહુ આવશે એ ખરૂં છે." અમે તેમ કર્યું. દરીયે પહોંચ્યા એટલે કહે હવે હાથ મુકી દ્યો,

હું સંકલ્પ કરૂં; એમ કહી પોતે જાતે સંકલ્પ કરી પગે લાગી દરીયામાં નાળીએર પધરાવી ખરી શ્રદ્ધાથી પગે લાગી કહ્યું "દાક્તર, નાળીએર નાંખ્યું." મેં કહ્યું, 'સાહેબ, પધરાવ્યું કહેવાય.' તો કહે "ન સમજ્યા, જીન્દગીનું નાળીએર નાંખ્યું." અમેં કહ્યું, "સાજા સારા આમ બોલો એ સારૂં નહીં." તો કહે "ઠીક જો જો" અમને તેમનો ભાવ ન જ સમજાયો. ત્યાંથી ભીડીયા મહાદેવમાં જતાં પાછળ જોઈ કહે "દાક્તર, આ જગ્યા કાયમ રહેવા જેવી છે" મેં કહ્યું, "જગ્યા રમણીય છે ખરી, જ્યારે આપની તબીયત ખાતર ત્રણ માસ અંહી હવા બદલ આવવું છે, ત્યારે અંહી તંબુ નાંખી રહેશું. તો કહે, 'હું તો કાયમ મુકામનું કહું છું ને તમે બીજું સમજો છો.' મેં કહ્યું, 'તો બંગલો બનાવશું.' એટલે હસી કહ્યું "પછી ખબર પડશે."

રાત્રે બરાબર ભુખ ન હોવાથી સહેજ જમ્યા. ત્યાર બાદ જમી ઓસરીમાં બેસી વિનોદ વાર્તા કરતા હતા અને સાધારણ રીતે પોતે મુંગા થોડાબોલા હતા, છતાં તે રાત્રે પુરા આનંદથી છુટથી બહુ જોસથી વાત કરતા હતા તે જોઈ સાથે વાળાને શંકા થઈ કે આટલા બધા આનંદનું શું કારણ? કોઈ અનુમાન એમ કરતા કે લખનાર અને તે લાંબે વખતે એકઠા થયા, યાત્રાથી સંતોષ થયો, તાબે તળેના નોકરોમાં પુરો આનંદ ન લઈ શકે અને અંહી છુટથી આનંદ લઈ શકે માટે પોતે આનંદમાં આવી

ગયા છે. તે વખતે શ્રી હજુર, ડાડા ભગવાનજી, હું, હુસેનમીયાં—તેની જીન્દગીના જન્મથીજ સાથી અને વફાદાર અમીર,—અને ભટ વાલજીઃ એટલા હતા. તેમાં મેં હુશેનમીયાંને પુછયું "મીયાં સાહેબ, મુસાફરીવાળામાંથી કોણુ કોણુ બાકી રહ્યા! હવે તેમાં તમે સૌથી મોટા છો, માટે હવે તમારે જવાનો વારો આવ્યો છે માટે તૈયાર થઈ રહે જો" તેણે કહ્યું "ત્યાં દાક્તરની જરૂર છે માટે તમે તૈયાર થાઓ," એમ વાતો કરતા હતા ત્યાં ભટ્ટજી બોલ્યા કે "એવી વાતો કરી આનંદ લ્યો; બાકી સવારે શું થશે એ કોઇથી કહેવાતું નથી." બન્યું તેમજ. રાત્રે દશ બજ્યા સુધી આનંદથી વાતો કરી સહુ સુતા એટલે પોતાને છાતીમાં દુઃખાવો ઉપડ્યો. મને બોલાવ્યો. મેં જોયું ત્યાંજ મુંઝનું જોર વધારે જણાયું એટલે વૈદ્યની દવા જમતા હોવાથી લક્ષ્મીશંકર વૈદ સાથે હતા તેને ઊઠાડી દવા મંગાવી. તુરત સ્ટેટ દાક્તરને તથા પ્રભાસપાટણથી હકીમને બોલાવ્યા, કેમ કે ચહેરો કાળો પડતો જતો હતો અને શ્વાસ માટે મુંઝવણુ વધારે હતી. વૈદ્યની દવા પણુ ન લીધી અને 'જે અંબે' 'જે અંબે' શબ્દો દુઃખ સહન ન થતાં ઉચ્ચારતા હતા. પાંચ મીનીટમાં દુઃખાવો વધ્યો, અને દાક્તર કે હકીમ આવી પહોંચે તે અગાઉ અગીયાર બજે તો સ્વધામ પધાર્યા. તે વખતે તેમની જાણમાં અમુક સંકલ્પ કરાવ્યા. બીજે રોજ તેમને છાજે તે રીતે જે જગ્યાએ

"કાયમ મુકામ કરવા જેવી જગ્યા છે" એમ રાત્રે કહ્યું હતું તે જ જગ્યાએ અગ્નિદાહ દીધો. આ પ્રમાણે બન્ને વૃદ્ધ માતાને, બે રાણીયોને, બે દીકરીઓને અને ઘણા કુટુમ્બીઓ સ્નેહીઓને રડતા મુકી મુળવાજી સાહેબ તારીખ ૭ માર્ચ સન ૧૯૧૩ મહાવદ ૧૧ સંવત ૧૯૬૭ની રાત્રે અગીયાર બજે શુક્રવારે વેરાવળ મુકામે આશરે અઢાર વર્ષ રાજ્ય કરી ૪૦ ચાળીશ વર્ષની ઉમ્મરે ભર જૂવાનીમાં યોગી જેવો આ છેલ્લો અવતાર પુરો કરી મોક્ષને પામ્યા. તેમની શાંત પ્રકૃતિ–સંતોષી સ્વભાવ–માતાજીમાં અપૂર્વ શ્રદ્ધા–સદ્ગુણ તરફ ખરી પ્રીતિ ને નમુનેદાર વર્તન એ બધા ઊંચા ગુણો એવા હતા કે જેને લઇને મથાળાં ઉપર મૂકેલા શ્લોકના ભાવાર્થ પ્રમાણે તેઓ પૂર્વ જન્મના યોગીજ હતા અને થોડા શુભ કર્મ બાકી હશે તે પુરાં કરી અંતિમ મોક્ષને પામ્યા એમ સહજ અનુમાન થઈ શકે છે.

તે આત્મા સદા માટે પરમાત્મામાં વિલીન રહો એજ પ્રાર્થના કરી વિરમું છું.

માંગરોળ<br>
તા૦ ૧ મે. ૧૯૧૮

લી૦ સદ્ગત આત્માનો એક સેવક,<br>
**રવિશંકર ગણેશજી અંજારીઆ.**

## પ્રકરણ ૧ લું.



# શ્રદ્ધા અને હિમ્મત.



श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥

ભગવદ્‌ગીતા અ૦ ૪થો. શ્લોક ૩ જો.

(શ્રદ્ધાવાનને એટલે પરમ વિશ્વાસુ, જ્ઞાનપ્રાપ્તિને માટે તત્પર, અને જિતેન્દ્રિય પુરુષને જ્ઞાન થાય છે. અને જ્ઞાનપ્રાપ્તિ થયા પછી તુરત જ ઉત્તમ શાંતિ મળે છે.)

સુખી સ્થિતિ સહુને પ્રાપ્ય છે એ કહી રાખવું પહેલું જરૂરનું છે. તેને માટે અમુક અધિકાર જોઇએ; પણ એ અધિકાર–આપોઆપ–અમુક રીતે વર્તન કરવાથી, દરેકને પ્રાપ્ત થઈ શકે છે.

આત્માએ ભટકી ભટકી સત્, ચિત્ અને આનંદ મેળવવાનાં છે અને તેમ તે લાંબા વખતે મેળવે પણ છે. વહેલું અથવા મોડું સ્વજ્ઞાન–પોતે શું છે તે–મેળવી શકે છે અને જેમ જેમ તેની વધારે નજીક આવતો જાય છે,

તેમ તેમ તે સારો માણસ, મહાત્મા, ગુરુ, આપ્ત અને છેવટ અવતાર તરીકે પણ મનાય એવા શ્રેષ્ઠ પદને પણ પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્ય માત્ર વિદ્યાર્થી છે. જૂદાં જૂદાં મનુષ્યો જૂદા જૂદા વર્ગનાં છે. કેટલાએક પછાત છે, કેટલાએક આગળ વધેલા છે અને કેટલાએક અભ્યાસ પુરો કરવાની સ્થિતિ પર છે. એટલે જે મનુષ્ય જેટલે દરજ્જે પહોંચ્યો હોય તેટલું જ તે સહેલાઇથી સમજી શકે છે. વધારે સમજવા આગળ અભ્યાસની જરૂર છે અને અભ્યાસ કરી આગળ વધી શકે છે.

તે જ કારણથી માણસ સુખ દુ:ખ જૂદી જૂદી રીતે અનુભવી શકે છે. કેટલાએક માણસો સુખ દુ:ખને તાબે ન થતાં તેને કબજે કરી શકે છે, અને પોતાને અસર થવા દેતા નથી; તેમ કેટલાએક સાધારણ સુખ દુ:ખથી તુટીપડી ખરાબ થાય છે અને તેને વળગી વધારી વધારે દુ:ખી બને છે.

દુનીઆમાં સુખ દુ:ખ કાયમનું નથી જ. તેની અસર ન થવા મનને તૈયાર ન હોય તો તૈયાર થવું પડે છે, અને મન તૈયાર થતાં આપોઆપ સુખ દુ:ખ સહેલાઇથી ભોગવવાં શક્ય થઈ પડે છે.

પરમાત્માની ન્યાયવૃત્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા–એ જીવન સાફલ્યમાં પ્રથમ પગલું છે. જે મનુષ્ય આત્મબળ-વાળો–દીર્ઘદૃષ્ટિ અને દૃઢાચરણવાળો થવા ઇચ્છતો હોય તેણે જીન્દગી સુખી થવા જ મળી છે અને જે સુખ દુ:ખ આવે તેનો હેતુ આત્મ-સુધારણા હોવાથી આવકારદાયક છે એમ લેખતાં–અનુભવતાં જ શીખવું જોઇએ. જ્યારે મનુષ્ય એમ સમજવા લાગે કે જે બને છે તે પોતાના હિત માટે જ બને છે, જે બને છે તે પરમાત્મા ન્યાય-બુદ્ધિથી જ પોતાને (મનુષ્યને) સુધારવા જરૂરનું ધારે છે માટે જ મોકલે છે, તો પછી સ–હેતુ હોવાથી દુ:ખને સુખ માનતાં અનુભવતાં શીખે છે.

શ્રદ્ધા એ જ્ઞાનનું પ્રથમ ચિહ્ન છે. જેને શ્રદ્ધા હોય છે તે અડગ રહે છે. તે સમજે છે કે બધું સારા સારુ જ બને છે એટલે તેને માટે દુ:ખ હસ્તી જ ધરાવતું નથી.

તેથી ઉલટું શ્રદ્ધાહીન પુરુષો દુ:ખ જ દેખે છે, દુ:ખી જ રહે છે અને સદાય અસંતોષી જ રહે છે. તેઓ એમ જ સમજે છે કે પોતાનાં દુ:ખ બીજાનાં દીધેલાં છે. ફલાણા મને દુ:ખ દે છે, તેણે દુ:ખ ન દીધું હોત અથવા મારા કામમાં પથરો ન નાંખ્યો હોત તો હું દુ:ખી ન થાત. મારા સ્વાર્થમાં આડો આવનાર ફલાણો જ છે.

પોતાને સર્વગુણસંપન્ન માને છે, પારકાના દોષ જ દેખે છે; પોતાને બીજા પોતે ભલાઈ કર્યા છતાંજ ઠગે છે વગેરે બળાખા કહાડી દુ:ખી થાય છે, પણ એમ સમજતો નથી કે દુ:ખનું કારણ પોતામાંજ છે અને તે પરમાત્મામાં શ્રદ્ધા ન રાખવાનું જ પરિણામ છે.

દરેક માણસે સમજતાં શીખવું જોઇએ કે 'પોતાને તેવું પરને' એ સિદ્ધાન્ત જ સુખરૂપ છે. પોતા ઉપરથી બીજાની લાગણીનો તોલ કરનાર કદી દુ:ખી થતો જ નથી.

હમેશાં સારું થવા અને ઉપયોગી જીન્દગી બનાવવા પહેલી એ જરૂર છે કે પોતાના મનને આયના જેવું સાફ રાખવું જોઇએ, દરેક બનતી બીનાને સારું રૂપ જ આપવું જોઇએ, અને દરેક પડતાં દુ:ખને blessing in disguise એટલે દુ:ખના વેષમાં આશીર્વાદ સમાન–સુધારવાના હેતુથી આવકારદાયક–લેખવું જોઇએ.

કમનસીબી, દુ:ખ અને હાર એ માત્ર અપ્રમાણિકપણાથી ઠગાઇથી અને સ્વાર્થથી જ જે જીન્દગીમાં ખોટો લાભ લેવા ઇચ્છે છે તેનેજ વાજબી રીતે વળગે છે. પોતાના સ્વભાવમાં રહેલા સદ્ગુણો ખીલવવાને બદલે બીજાઓની સાથે હરીફાઇમાં આગળ વધવાને તેવા સદ્ગુણોને તરછોડી વિરુદ્ધ વર્તન રાખે તેનામાં હિમ્મત

કે તાકાત કે કાર્યશક્તિ આવી જ કેમ શકે? જે એમજ માનતો હોય કે દુર્ગુણ કે દુરાચારથી જ વિજય મેળવાય છે અને સદ્‌ગુણ કરતાં તેનો પ્રભાવ વધારે છે તેવાઓને હાર કે નામોશી મળે તો કોનો દોષ?

ઘણીવાર એવું દેખાઈ આવે છે કે દુર્ગુણીઓ ફતેહ પામતા જણાય છે જ્યારે સદ્‌વર્ત્તનવાળા આબાદ થતા નથી, અને તેથી નસીબ કિસ્મત ભાગ્યદેવી અદૃશ્યને દોષ દેવા મન દોરાય છે; પણ એક ક્ષણ પણ તે ઉપર વિશ્વાસ રાખવો નહીં. માત્ર તે ઉપરનો દેખાવજ છે, માયિક પ્રપંચ છે અને જ્યારે તેને ઊંડા ઉતરી તપાસી જોઇશું ત્યારે ખાત્રી થશે કે શુદ્ધ મન–શુદ્ધાચરણથી જે કાયમની મનની શાન્તિ અને સુખ ઉપજે છે તેની સરખામણીમાં દેખાતી આબાદી નિર્માલ્યજ છે.

દુનિયા નિયમિત ધોરણ ઉપર ચાલે છે, અને નિયમિત ધોરણ પ્રમાણે તેમાં બનાવો બને છે. દુનિયા એ અનિયમિત ચીજનો ખીચડો નથી. દુનિયામાં જેમ દુઃખી સ્થિતિ હસ્તી ધરાવે છે, તેમ નૈતિક નિયમો પણ નજરે આવે છે, અને તેથી દુઃખી સ્થિતિ કે સુખી સ્થિતિનો આધાર, કેવા સંજોગો ઉપર રચાયો છે, તે પણ બારીકીથી અવલોકન કરનારને સ્પષ્ટ જણાઈ આવે છે. જેમ

દુઃખી સ્થિતિ નજરે આવે છે, તેમ સુખી સ્થિતિ પણ જણાઈ આવે છે, અને પરિણામે, ભલાઈ અને આનંદ પણ કરણી તેવી પાર ઉતરણીના દાખલા તાદૃશ પુરા પાડે છે.

ટુંકામાં, જે પરમાત્માની ન્યાયિક વૃત્તિનો પુરો શ્રદ્ધાળુ બને છે, તે, ભલાઈનાં કાર્યો કરતાં ગમે તેવાં માઠાં પરીણામ તાત્કાળિક આવે, તોપણ, ગમે તેવાં દુઃખ–સંજોગો છતાં, અટકતો જ નથી. તેની ખાત્રી છે કે શ્રદ્ધા સાથે **અડગ હિમ્મત** ઉંચા વર્તનની સાથે રાખી શકે, તો ગમે તેવી નાશીપાશીના–દુઃખના ડુંગરોને ઓળંગવા તે પોતે શક્તિવાન છે. તુરતમાં તે પોતે પોતાનાં કાર્યમાં ફતેહમંદ કદાચ ન થાય, તોપણ, તે જરૂર નૈતિક નજરે આગળ વધે છે, અને ભવિષ્યમાં ફતેહની નજીક જરૂર આવે છે. ધીમે ધીમે આગળ વધે છે અને પોતાનાં વર્તન રૂપી સાંકળના નબળા મંકોડા વધારે મજબુત બને છે, અને તેથી તે વધારે ને વધારે દૃઢ સદાચરણી અને ફતેહમંદ બને છે.

દુઃખની વખતે અડગ ધીરજ કે હિમ્મત રાખવી એ ઓછી કસોટી નથી, પણ, એ કસોટીમાંથી ફતેહમંદીથી પસાર થનારને ફળ પણ તેવાંજ મીઠાં મળે છે. આવી

હિમ્મત એ ખરી શ્રદ્ધા વગર આવીજ શકતી નથી અને તેથીજ શ્રદ્ધા અને હિમ્મત એ એક બીજાંનાં સોબતી છે.

અંતઃકરણની ખરી કેળવણી વગર આવી શ્રદ્ધા અને હિમ્મતનાં સ્વપ્નાં પણ આવતાં નથી. દેખાદેખીની, દેવ કે દાનવમાં જે શ્રદ્ધા ઉપર ટપકાંની ભાવિક લોકોમાં છે, એમ મનાય છે તે, ખરે વખત તે ભક્તને મદદ કરી શકતી નથી. એ તો જ્યારે ખરી શ્રદ્ધા અને ખરી હિમ્મત અંદરથી અંતઃશુદ્ધિ ને કેળવણીથી ઉદ્દભવી હોય છે, તેજ દુઃખને સુખના રૂપમાં અનુભવવા ઉપયોગી થાય છે.

ખરી અડગ શ્રદ્ધાથી, હિમ્મત, ધીરજ, દૃઢપણું, અને શક્તિ આપોઆપ પેદા થાય છે.

માણસના અભિપ્રાયો જો કે હમેશાં બદલાતા જોવામાં આવે છે, તો પણ, તેમાં અંતર્ભૂત માનુષી મનોભાવના દેખાઈ આવે છે. કઠોર દેખાતા બગભક્તો આડંબરી ભક્તો કરતાં નિરભિમાની, સાદી જીંદગી ગાળનાર દેખીતી ધાર્મિક ક્રિયાઓ ન કરતા હોય તોપણ વધારે માનનીય કેટલીકવાર ગણાય છે. તેનું ખરૂં કારણ તેના મનની હૃદયની ભાવનામાં સત્ય રહ્યું હોય છે તેજ છે.

ત્યારે આ બધાં લખાણનો ભાવાર્થ અથવા તાત્પર્ય એ છે કે, તમારા અંતઃકરણમાં ખરી શ્રદ્ધા, અને હિમ્મતને

જાગૃત કરો, તો મંદવાડ, નિરાશા, દીલગીરી, લાલચ વગેરેનો સમુળગો નાશ થશે અને પોતાના જ આત્મામાં જ્ઞાન જાગૃત થવાથી, સર્વ સુખમય, દુઃખમાં સુખ, સુખમાં નિર્ભયપણું અને સર્વ જગતને આત્મવત્ જોવાની જાણવાની શક્તિ આવવાથી, દુનીઆમાં સુખ દુઃખ જેવું ન રહેતાં, સાક્ષીરૂપે જીવન વ્યવહાર કરવાથી સરોવરમાં જેમ કમળ નિર્લેપ રહે છે તેમ, સુખમય જીન્દગી અનુભવશો.

---

## પ્રકરણ ૨ જું.

# મનુષ્યપણું અને અંતઃશુદ્ધિ.

**सुखमात्यंतिकं यत्तद् बुद्धिग्राह्यमतींद्रियम् ।**

ભગવદ્ ગીતા અ. ૬ ઠો શ્લોક ૨૧ મો.

(જે કેવળ બુદ્ધિથી ગ્રહણ થઈ શકે, અને ઇન્દ્રિયોથી પર હોય તેજ આત્યન્તિક (છેવટ)નું સુખ છે.)

માણસને ઐશ્વરી શક્તિ પ્રાપ્ત કરવી હોય તો, તે પહેલાં, પુરુષ કે સ્ત્રી હોય, તેણે, મનુષ્ય તરીકેના શ્રેષ્ઠ ગુણો સંપાદન કરવા જોઈએ. નૈતિક બળ અને ભલાઈ એ બે જુદાં નથી; એક મળે, બીજું પોતાની મેળે આવી

જાય છે. તેને આપણા મનમાં વાસ કરીને રાખવાં હોય તો, કણુકણાટ, ઢોંગ, ખુશામત, ધૂર્તતા, વગેરે બાહ્ય આડંબરોને આપણા મનમાંથી તદન હાંકી કાઢવા જોઇએ. ખરાબ વૃત્તિ અથવા દુર્ગુણ ઉપર ભાવ એ નબળાઈ અને બીકણપણાનું જ પરિણામ છે, જ્યારે સદ્દગુણ-વર્તન એ પોતેજ બળ, હિમ્મત અને સુખ આપ્યા વગર રહેતાંજ નથી. માણસને ભલું-ખરા રૂપમાં ભલું-થાવું હોય તો તેણે આત્મિક શ્રદ્ધાવાળું સ્વતંત્ર અને દૃઢ થવાની પ્રથમ જરૂર છે. નમ્ર, શાંત, ધૈર્યવાન બનવું જોઇએ, પણ તે નબળાઇમાં ગણાય તેટલે બધે તેવું થતાં સંભાળવું જોઇએ. આવાં સદ્દગુણી પુરુષ અથવા સ્ત્રીઓ જ ઐશ્વરી શક્તિ મેળવી શકે છે.

આવેશોને જો બરાબર કેળવેલા, દબાવેલા, ન હોય તો જેમ આડે રસ્તે દોરનાર થઈ પડે છે તેમજ તેજ આવેશો (Emotions-Animal passions) બરાબર કેળવાયેલા હોય, નિયમમાં દબાએલા હોય તો ઉપયોગી થઈ પડે છે અને જીન્દગીને ખરા સુખપ્રદ નીવડે છે.

મનુષ્યનું મન કબજે થયું એટલે આવેશો સર્વ ઇંદ્રિયોના નોકર થઇનેજ વર્તે છે, અને તેનાથી જે કાર્ય લેવું હોય તે લઈ શકાય છે.

ખરું પુછો તો દુનિયામાં દુઃખ, હલકાઈ તેવું છે જ નહીં. જગત્ સત્ય ઉપર રચાએલું છે. કુદરત ભૂલ કરતી જ નથી. દુનિયામાં તો સત્યતા, પવિત્રતા અને સુખ જ નજરે આવે છે પણ તે અનુભવવા માણસે પોતાના મનને જ અમુક રીતે સદ્વર્તનથી કેળવવાની ને કબજે રાખવાની જરૂર છે. અરે! બરાબર સમજાયું હોય, તો મન કબજે **રાખવું પડતું નથી.** આપોઆપ પોતાથી તેવા આવેશોથી હઠી જાય છે, એટલું જ નહીં, પણ તેવા આવેશોને સદ્વર્તન ભલાઇમાં દોરવવા સાચો સાથી બને છે.

મનુષ્યો અત્યાચાર, અદેખાઈ, નાલાયક મોજશોખમાં પોતાથી ફસાય છે, અને પછી નાહક જીન્દગીને દોષ આપે છે. માણસ આ પ્રમાણે પોતે શરુઆતથી ખરાબ ટેવ પાડે અને પછી પસ્તાય છે. બીજાને માન આપો એટલે આપોઆપ તમને પોતાને માન મળ્યું જ સમજો. સીધે પ્રમાણિક રસ્તે ચાલો, દૃઢ વર્તન રાખો, અને દાખલાથી જ (બોલવાથી નહીં) બીજાને દોરો, એટલે આપોઆપ સુખ મેળવશો, અને શ્રદ્ધાવાન્ બનશો. સત્ય છોડવાને બદલે મોત પસંદ કરો,—નબળાઈ ન જણાય તેટલે દરજ્જે માયાળુપણું રાખો. શત્રુ, મિત્ર તરફ સમતા

રાખો એટલે પોતાની મેળે આપ્ત પુરુષમાં ખપશો. અરે! આ દુનિઆં જ સ્વર્ગ બની રહેશે, અને તમે પોતે દૈવી સુખ અનુભવશો.

તમારો અંતરાત્મા જે સૂચના આપે તે પ્રમાણે વર્તો. અને તેજ પ્રમાણે શુદ્ધ દાનતથી બીજાઓ તેમના અંતઃકરણની સૂચના મુજબ યથાર્થ વર્તે તેને પણ માન આપો—પછી ભલે તેમનો અંતરાત્મા તમને જે સંમત નથી તેવી સૂચના આપતો હોય. માણસની એક નબળાઈ એ છે કે, જ્યારે પોતે પોતાના અભિપ્રાયને દૃઢ રીતે વળગી રહે છે, ત્યારે બીજાના અભિપ્રાયને તે માન આપતો નથી. આપણને જે જેમ વાજબી લાગે તે પ્રમાણે વર્તવા આપણે સ્વતંત્ર છીએ, તેમ દલીલથી આપણો અભિપ્રાય બીજાને ઠસાવવા યત્ન કરવો એ વ્યાજબી છે. પણ તેમ કર્યા છતાં પણ બીજાઓને તે ન સમજાય, તો તેમને તેમના અભિપ્રાયને વળગી રહેવા પુરતી છૂટ છે, અને તેમ વળગે તો તેમાં તમારે તેના ઉપર ટીકા કરવાનો કે આડા આવવાનો હક નથી. અરસપરસના અભિપ્રાય તદ્દન વિરૂદ્ધ હોય, તોપણ અરસપરસના માનમાં જરા પણ ફેર ન પડે, એવું વર્તન રાખનારા, માત્ર દેખાવ ખાતર નહીં, પણ ખરા અંતઃકરણપૂર્વક—નેજ સમજુ ગણવા જોઇએ.

જો આ દુનિયાના બધા વ્યવહારો સુખમય થાય એમ ઇચ્છતા હો, તો, આપણે જેમ આપણી મરજી, ઇચ્છા અભિપ્રાયને વળગી રહેવા સ્વતંત્ર છીએ, તેવી જ રીતે, બીજાઓને તેમના અભિપ્રાય પ્રમાણે વર્તવા સ્વતંત્રતા સ્વીકારો એટલું જ નહીં, પણ, તેવાને માન આપતાં શીખો. જો આપણે મજબુતી અને મનુષ્યત્વ જાળવવું હોય, તો, મોટા મનના થાઓ. જો સુખથી દુનિયાના વ્યવહારો નિભાવવા હોય, તો, અને જીંદગીનાં દુઃખો દૂર કરવાં હોય તો, આપણા સ્વભાવને તાબે રાખતાં શીખો.

દુઃખ અથવા આફતની વખતે માણસો રડે છે, અને કુટે છે, વાળ તોડી નાંખે છે, પછાડીઓ ખાય છે ! શું કારણ ? **માત્ર પોતાના મનને પોતે કબજે રાખવા જેટલું જ્ઞાન અથવા સમજણ ધરાવતા નથી.** જો, માણસ સંતોષી બનતાં શીખે, પોતાની ઇન્દ્રિયોને, આવેશોને, કબજે રાખતાં શીખે, પોતે તેઓને પોતાના નોકર બનાવી શેઠ રહે તો, શું તેઓની તાકાદ છે, કે, તે સ્વાર થઇ માણસને પજવે ? કદી બને નહીં. લગામ કબજે હોય તો જેમ ગમે તેવો તોફાની ઘોડો પણ તાબે રહી શકે છે, તેમ જ, ઇન્દ્રિયો આવેશો ઉપર જો જય મેળવશો, તો, તે તાબે થઈ રહેશે;

અરે! નોકર થઈ ઊલટી ઉપયોગી થશે. કોઈ પણ એવી ખરાબ આદત નથી, કે જે ન કાઢી શકાય. માણસ ધારે તો રાજા થઈ સર્વ ઇન્દ્રિયોને ગુલામ બનાવી સર્વ સુખ સંપાદન કરી શકે છે, પણ, તેથી ઉલટું, જો પોતે તેને તાબે થાય છે, તો જાતે દુઃખ ઉપર દુઃખ વધારે છે, અને પછી પોતે હરહમેશ દુઃખીજ રહે છે.

ખરેખર, મનુષ્ય તરીકે પંકાવાને માટે અથવા ખરા લાયક મનુષ્ય થવાને માટે, આત્મશ્રદ્ધા અને બીજાઓને માટે પુરતું માન, એ બે અવશ્યનાં છે. ખરી નમ્રતા તેનામાંજ હોઇ શકે છે કે જે માણસ પોતે સ્વાશ્રયી હોય છે. બીજાઓ ઉપર સત્તા ચલાવવાની વૃત્તિ આગ્રહી થયા વગર, કોઇ પણ માણસ અભિમાની અથવા બડાઈખોર થઈજ શકતો નથી. તેથી ઉલટું, દૈવી નમ્રતા મેળવવા આત્મશ્રદ્ધાને પરપરત્વે યોગ્ય માન એ મદદગાર છે.

માણસે પ્રમાણિકપણું, સીધાપણું અને નિષ્કપટપણું, એ બરોબર પોતાના સ્વભાવમાં આમેજ કરવાં જોઇએ, એટલે, તદ્રૂપ થવું જોઇએ. ઠગાઇથી એટલે બીજાને ઠગવાથી બીલકુલ દૂર રહેવું જોઇએ. આડંબર, ઢોંગ, અથવા આપણામાં ન હોય તે બતાવવાની વૃત્તિનો,

હમેશને માટે ત્યાગ કરવો જોઇએ. બીજાઓને ઠગવાને માટે પહેલાં તો આપણે પોતાનેજ ઠગવા પડે છે. નિષ્કપટપણું રાખ્યા વગર માણસ સ્પષ્ટ વક્તા, અસર કરનાર કે બીજાને દાખલો બેસારનાર થઈ શકતો નથી, તેમ તે નિડર પણ થતો નથી. કહેવા પ્રમાણેજ પોતાનું વર્તન ન હોય તો ખાલી શબ્દોની અસર થતી નથી, અને ઉલટો તે માણસ હાંસીને પાત્ર થાય છે. દાખલા તરીકે કેટલાએક બગભક્તો દેવળમાં દર્શન કરવા નિયમસર દરરોજ જાય છે, વર્ષોનાં વર્ષો તે પ્રમાણે પ્રાર્થના કરે છે, અને અંતઃશુદ્ધિ, સારાં કૃત્ય, અને સુખી પવિત્ર જીન્દગી માગે છે, પણ, તે પ્રાર્થના પુરી થવાની બીજી ક્ષણે, ગમે તે કાળાં ધોળાં કરવાને, ગેરહાજર મનુષ્યોની નિંદા કરવાનું, અને ગમે તે અપકૃત્ય કરવા ચુકતો નથી; અને તેવું વર્તન રાખવાથી જ્યારે તેનો ખરો મિત્ર કોઈ થતો નથી, થાય છે, તો ટકતો નથી, ત્યારે પોતા ઉપર પોતાની ટેવને દોષ ન દેતાં, સામા માણસનો દોષ કાઢવા તૈયાર થાય છે, અને આ દુનિયાની અંદર ખરા મિત્ર મળવા દુર્લભ છે, વિગેરે, ખાલી વાતો કરે છે.

ખરેખર, એવા માટે મિત્રો છે જ નહીં; બીજાઓ પ્રત્યે વર્ત્તન ઉંચું રાખો, અને પછી સામા તરફથી ઉંચા

વર્ત્તનની આશા રાખો. આયનામાં પ્રતિબિંબ જેમ આપણું પોતાનું જ જેવા હોઇએ તેવું જ પડે છે, તેમ મનુષ્યના હૃદયરૂપી આયનામાં બોલ્યા ચાલ્યા વગર સામા માણસની વૃત્તિનો તાદૃશ ફોટો ઉઠે છે, તેથી જો બોલો કંઇક ને મનમાં કંઇક હોય, તો, સામો માણસ તદ્દન સાફ જુહું બોલો છો એમ સમજી જાણી શકે છે, ને સ્પષ્ટ વક્તા હોય છે તો સાફ સાફ કહે છે, કે, મને તમે કહો છો તે માનવા મારો અંતરાત્મા સાફ ના પાડે છે, માટે હું તે માની શકતો નથી.

મનુષ્ય બરાબર સાફ દીલનો, નિષ્કપટી હોય છે તો તેના શબ્દો ઉપર મનુષ્યોને પૂરતો વિશ્વાસ રહે છે. તેના શબ્દોની તેમના ઉપર બહુ જ સારી અસર થાય છે. તે માણસ ગમે તેવું મોઢે કહેતાં અચકાતો નથી. તેનાથી લોકો ડરે છે. તેની નમુનેદાર ચાલચલણ અનુકરણ કરવા બીજાને કહે છે, અને તે ગમે તે કાર્ય હાથ ધરે, તેમાં તે નિઃશંક ફતેહ મેળવે છે.

હિંમત, આત્મશ્રદ્ધા, નિષ્કપટપણું, ઉદારતા અને માયાળુપણું, આ લાયક-નિડર-માણસાઇ મેળવવા જરૂરના સદ્દગુણો છે. દરેક ઉછરતા જુવાનીઆએ ઉપરના સદ્દગુણો પોતાનાં વર્ત્તનમાં આમેજ કરતાં શીખવું

જોઇએ, અને તેને જેમ બરાબર અનુકરણ કરતાં શીખશે, તેમ તેની જીન્દગી સફળ થશે.

જ્યારે આપણામાં આત્મબળવાળા, પ્રમાણિક, સીધા, ઊંચા ગુણવાળા, શાન્ત, શુદ્ધ સરલ સ્વભાવના પુરૂષો, માયાળુ, સાચી, પવિત્ર, નકામી વાતચીતમાં કે નિન્દામાં વખત ન ગાળનાર, અને નિષ્કપટી સ્ત્રીઓ પેદા થશે, અને જ્યારે તેની કુખમાંથી તેવાં જ ઊંચાં પ્રકારનાં સંતાનો પ્રગટ થશે, ત્યારે આપણી દરેક જાતની ઉન્નતિ નજીક જ સમજવી. તેવે વખતે, નકામા કજીયા ટંટા, ફીસાદો, બંધ થશે. નવી જ દુનિયા જણાશે, માણસાઇ શોભાશે, અને સુખ, માયાળુપણું, અને જીન્દગીનું સફળપણું, નજર આગળ તરશે. પરમાત્મા એવો દિવસ નજીક લાવે.

यदिष्टं तत्सुखं प्राहुः द्वेष्यं दुःखमिरेष्यतं.

પારાશર ગીતા

પ્રેમથી ઇચ્છવું ચહાવું તે જ સુખ કહેવાય છે; તેથી ઉલટું, જેની ઇચ્છા થતી નથી અને જેના તરફ દ્વેષ—અનિચ્છા—રહે તે દુઃખ છે.

---

## પ્રકરણ ૩ જું.



# કુદરત અને જીવનશક્તિ.

**बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मनाजितः।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥**

ભગવદ્‌ગીતા અ. ૬. શ્લોક. ૬.

(જેણે આત્માની સહાયવડે જ આત્માને જીત્યો છે તેનો આત્માનો બંધુ અર્થાત્ હિતકર્તા તેનો પોતાનો આત્માજ છે; પણ જેણે આત્માને જીત્યો નથી, તેનો આત્માજ તેનો શત્રુ થાય છે.)

કુદરત તરફ નજર કરીએ તો જણાશે કે ક્ષણ પણ કુદરત કામ કર્યા વગર રહેતી જ નથી. ગ્રહ, તારા, ચન્દ્ર, સૂર્ય, પૃથ્વી, અરે, દરેક ચીજ, ફર્યા વગર એક ક્ષણ સ્થિર રહી શકતી નથી. સ્થિર એટલે જડપણું અને અશક્તિ; હલન ચલન એટલે જીવન અને શક્તિ, એ સ્પષ્ટ છે.

મનુષ્ય એ પણ આ કુદરતી શક્તિનો એક અવયવ જ છે. મનુષ્યને (શરીરને) તપાસો તો તેમાં માનસિક શક્તિઓ, લાગણી, આવેશો, બુદ્ધિ, નીતિ, સમજણ શક્તિ, ડહાપણ એ બધાં શક્તિદર્શક છે. માણસમાં

એટલો તફાવત છે કે, તેમાં જીવનશક્તિ હોય, ત્યાં સુધી, તેના ઉપર તે કાબુ રાખી શકે છે, અને એક અથવા બીજા માર્ગ તરફ દોરી શકે છે. આ શક્તિઓને જેમ જેમ તે પોતાના કબજામાં બરાબર વધારે ને વધારે રાખી શકે છે, તેમ તેમ, તે તેની નોકર થઈ રહે છે; પણ, જો, તે શક્તિને ચલાવનાર ઇંદ્રિયોના તાબામાં રહે છે, તો, માણસ તેનો ઉલટો ગુલામ બને છે, અને પોતે જેમ ઇંદ્રિયો નચાવે તેમ નાચે છે.

મનુષ્યે રાજા બનવું કે ગુલામ બનવું એ પોતાના હાથમાં છે. લાંબા કાળ સુધી જીન્દગીનો મોટો ભાગ માણસે ઇંદ્રિયોના તાબામાં નબળાઈને લીધે ગાળ્યો છે. હવે તેણે જાગૃત થવું જોઇએ, અને ઇંદ્રિયોને તાબે કરી, પોતાની શક્તિનું ભાન ઇંદ્રિયોને કરાવી, સ્વતંત્ર બની, ઇંદ્રિયોને કબજે કરી, ગુલામ મટી, રાજા થવું જોઇએ.

ધારે, તો મનુષ્ય રાજા છે; પણ લાંબા સહવાસથી પુરતી શ્રદ્ધા આત્મબળમાં ન હોવાથી તે મોહમાં લપટાય છે, અને પછી દુઃખી થાય છે. માણસને દુઃખ આવે છે, કુછંદથી ખરાબ ટેવ પડે છે, પણ, જો માણસ ચેતી, જાગૃત થઈ સુધરવા યત્ન કરે છે, તો દુઃખ પણ સુખ રૂપ થાય છે. કુટેવો સારી ટેવો પાડવા સાધનભૂત થાય

છે, અને માણસ સહેલાઇથી સુખી, સંતોષી અને સદાચરણી થઈ શકે છે.

માણસની શક્તિનો ઝરો અખુટ નથી. જેમ કોઈ અમુક મૂડી લઈ વેપાર શરૂ કરે, અને જો, તે મૂડી આડે માર્ગે વાપરી અથવા ઉડાવી નિર્ધન બને, તો, મુડી આપનારનો દોષ નથી, પણ તેની વ્યવસ્થા કરનારનો જ દોષ છે, તેમ જ માણસની શક્તિ કાં તો સારાં કામો, સદ્‌ગુણોમાં વાપરી સુખી થવાય છે, અથવા મોજ મજા, વિષયો દુરાચારોમાં ખપાવી દુઃખી થવાય છે; એટલે સારાં નશીબે શરૂઆતથી જ સારી કેળવણીથી, સારાં કુળનાં આચારણથી સુખી થવાયું હોય તો ઠીક છે, પણ, તેથી ઉલટું, દુઃખી થવાયું હોય તો, સુખી થવાનો એક જ રસ્તો છે કે દુરાચરણો છોડી મોજ મજા મુકી, વિષયોને તજી, સદ્‌ગુણો ગ્રહણ કરવા એટલે આપોઆપ સુખી થવાશે. તેમ સુધરવા એક જ રસ્તો છે કે નિરૂદ્યમી ન રહેતાં, પોતાના ધંધામાં એક ચિત્તે વળગી રહેવું. માણસ પોતાના ધંધામાં પ્રમાણિકપણાને વળગી રહે છે, સાચું જ બોલે ચાલે છે, અને પોતાના ધંધામાં જ મશગુલ રહે છે તો આપોઆપ સદાચરણી બને છે. નવરો નખોદ વાળે એ કહેવત અક્ષરે અક્ષર ખરી છે.

દુનિયામાં ભલાઈ અને તાકાદ ભરેલાં જ છે. અને ભલા અને પોતાનાં કામમાં જ મંડ્યા રહેનારને સદા બચાવે છે. નબળાઈ અને અદેખાઈ પોતાને જ ખાય છે. કુદરતને શક્તિ તાકાદજ પસંદ છે. કુદરતનો નિયમ જ એવો છે કે શક્તિ એ જીવન છે. શક્તિ હઠી કે જીવન આપોઆપ નષ્ટ થાય છે. શક્તિ જાડીમાંથી જેમ જેમ તીવ્ર થતી જાય છે તેમ તેની તાકાદ વધતી જાય છે. ઘાતકી પ્રાણીમાં શારીરિક શક્તિ વધારે, પણ, મનુષ્યમાં માનસિક શક્તિ વધારે; અને તેથી સાધારણ બીન કેળવાએલ માણસ પણ મગજ શક્તિમાં જાનવરથી વધે. સાધારણ બીનકેળવાએલા માણસ કરતાં કુદરત કાનુન જાણનારો (Scientist) માણસ વધે, તેના કરતાં તત્વવેત્તા (Philosopher) વધે, એમ ઉત્તરોત્તર, મૂળ આદિ શક્તિને નજીક આવતાં આવતાં તત્વજ્ઞાનીઓનો એવો અનુભવ છે કે મૂળ શક્તિ બ્રહ્મરૂપ, આદિ શક્તિરૂપ પણ થવું અશકય નથી, એટલું જ નહીં પણ, કેટલાએક તેવી સ્થિતિને પ્રાપ્ત થયા પણ છે, એમ જાણી શકાય છે. ટુંકામાં, દરેક મનુષ્યમાં, પુરતી તાકાદ તો છે જ પણ તેને પોતાનામાં શ્રદ્ધાની અને તે શક્તિને કેળવવાની જરૂર છે.

ત્યારે એમ જ માનો, કે, આપણામાં પુરતી તાકાત

છે. જીવન સફળ થવાનો પાયો એ માન્યતા ઉપર છે. જો આપણામાં પુરતી તાકાદ છે એમ સમજાશે, તો પછી જે પ્રમાણે અંતરાત્મા સૂચના કરે તેમ વર્તવા મજબુતી પોતાની મેળે આવશે, અને તેમ વર્તશો, એટલે સફળતા મળી જ સમજો. એક કામ કરતાં અગાઉ બરાબર વિચાર કરો, પણ કરવું એમ નક્કી કર્યા પછી, તેમાં જે વિઘ્ન આવે તેનાથી ડરી ન જાઓ. વાજબી કારણસર તેમાંથી જેમ પાછા ન હઠો, તેમ જેટલું જે જે વખતે અયોગ્ય જણાય, તેને દૂર કરવા, તેટલી જ મજબુતી બતાવો, એટલે ફતેહ મળી સમજો.

તમારામાં તાકાદ છે તેને સારે રસ્તે વાપરી દેવ થવું, અથવા આડે માર્ગે વાપરી જાનવર થવું, એ તમારા પોતાના જ હાથમાં છે. નબળા છો એમ કદી ન માનો. તમારાં મનની શક્તિનો પૂરો ઉપયોગ કરો. સારે રસ્તે તમારા વિચારોને દોરો. ખોટી આશાઓ અને નકામી દીલગીરીમાં ન ફસાઓ. દુર્ગુણથી દૂર રહો. નજર ઉંચી રાખો. અને આત્મિક બળને એવા ઉંચા દરજ્જાપર લઈ જાઓ, કે, હલકાઈ કે નબળાઇને કયાંઇ પણ સ્થાન ન મળે. ગુલામીયત–ઈંદ્રિયોની આધીનતાને સદાયનો દેશવટો આપો અને આપોઆપ જીન્દગી સફળ કરી

અજીત રાજા બનો—આ બધું અશક્ય નથી; તમારા પોતાના જ હાથમાં છે. મનુષ્ય યત્ન ઈશ્વર કૃપા.

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

ભગવદ્ગીતા અ. ૬ ઠો શ્લોક ૩૦.

જે સર્વ ભૂતોમાં મને જૂએ છે અને મારામાં સર્વ ભૂતોને જૂએ છે તેની દૃષ્ટિની આડે હું આવતો નથી અને મારી દૃષ્ટિની આડે તે આવતો નથી (કારણ કે ઉભય એક સ્વરૂપ છીએ).

## પ્રકરણ ૪ થું.

# સંયમ અને સુખ.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥

મનુ.

(પરતંત્રતા અથવા પારકાને વશ એ દુઃખ ને સ્વતંત્રતા અથવા પોતાને જ વશ એ સુખ એ ટુંકામાં સુખદુઃખનું લક્ષણ છે.)

જ્યારે મનુષ્ય પોતાના મનને મરજી પડે તેમ વર્તવા આપે છે, ત્યારે, તે નબળો રહે છે, અર્થાત્, પોતે કબજામાં રહે છે, ને મન તેને ગમે તેમ આડા અવળા અવગુણો તરફ જ ઢરડે છે; તેથી ઉલટું, જ્યારે મનને કબજામાં પોતે રાખી પોતાની મરજી પ્રમાણે જ મનને વર્તવા આપે છે, ત્યારે, તે, એક સત્તારૂપ થઈ પડે છે; અને પોતે પોતાનું ધાર્યું જ કરી શકે છે, સદ્‌ગુણ તરફ જ વાળી શકે છે, અને સંયમી થવાથી આપોઆપ સુખ મેળવે છે.

સંયમનો અર્થ એમ ન થવો જોઈએ કે "મનને પરાણે રોકવું". શરુઆતમાં પરાણે રોકવું પડે, પરાણે રોકવું, એ માત્ર સંયમ શીખવાનો રસ્તો કે સાધન છે. ખરેખરો સંયમ શીખાય, ત્યારે તો પોતાથી જ આડે રસ્તે અથવા અમુક કામ કરતાં અટકે છે, અને તેમ અટકી જવું એ જ સંયમીને માટે કુદરતી વર્તન છે. સંયમીને દુર્ગુણ ઉલટા સદ્‌ગુણમાં બદલાઈ જાય છે. રૂપાળી સ્ત્રી રસ્તે જતી હોય તેના તરફ જ્યારે નબળા મનવાળો માણસ બીજા દેખે તેની દરકાર રાખ્યા વગર જોયા જ કરે છે, ત્યારે "મનને પરાણે રોકનાર" તે તરફ જોયા કરે છે, પણ એ જોવું ખોટું છે

એમ સમજી મન રોકે છે, છતાં, આંખ તે તરફ ફરે છે, વળી પાછી ખેંચી લે છે, વળી પાછું વાળીને જુએ છે; જ્યારે ખરો સંયમી માણસ તેના તરફ ન જોતાં, **જોવું એ સારૂં નથી, એ જોવા જેવી વસ્તુ જ નથી** એમ સમજી તેની દૃષ્ટિ તે તરફ જતી જ નથી. પણ બીજા જેની દૃષ્ટિ તે તરફ જાય તેને નબળા મનનાં અણસમજુ જાણી તેના તરફ મનથી હસે છે.

જેટલા પ્રમાણમાં, માણસ પોતાનું મન કબજે રાખી શકે છે, તેટલા પ્રમાણમાં, તે સુખી સમજુ અને મોટો ગણાય છે. તેથી ઉલટું, જ્યારે માણસ પોતાના સ્વભાવને કે મનને કબજે ન રાખી શકતાં, જેટલા પ્રમાણમાં તેના તાબામાં–કબજામાં આવે છે, તેટલા પ્રમાણમાં તે મૂર્ખ હલકો અને દુઃખી થાય છે. સંયમી માણસ પોતાની જીન્દગી સંજોગો અને તેનાં ભવિષ્યને પણ તાબે રાખી સુખી થાય છે. તે જ્યાં જાય છે, હોય છે, ત્યાં સુખ તેની સાથે વાસ કરીને જ રહે છે. જે માણસ સંયમી નથી તેને ઇન્દ્રિયો આડે માર્ગે દોરે છે. સંજોગોનો ગુલામ થાય છે, અને પોતાની ઇચ્છા ધાર્યા પ્રમાણે પાર ન પડવાથી નિરાશ અને દુઃખી થાય છે.

દુનિયામાં શક્તિનો નાશ થતો નથી; તેની સ્થિતિ

રૂપ બદલાય છે. માણસને ખરાબ આદતો છોડવી એના જેવું, જો મન કાબુમાં હોય તો, બીજું સહેલું નથી. જેવી તે આદતો તરફ મન વાળી સારી ચીજ ઉપર કે બાબત ઉપર મનને ફેરવવામાં આવે છે, કે તુરત, તે રસ્તે વળે છે. વિચાર પોતાનો મક્કમ જોઇએ. નિશ્ચય પોતાનો દૃઢ જોઇએ. અને મનને પરાણે શરૂઆતમાં અટકાવી રાખવું જોઇએ. એક વાર મન બીજી તરફ હટ્યું, એટલે કુદરત મદદગાર થાય છે. અને પછી ખરાબ આદત છુટી, તેની અવજીમાં સારી આદત પડી સુખી થવાય છે. અલબત, આદતને છોડવા પૂરતું, મનને કબજે રાખવા પૂરી જરૂર છે. તે તરફ મન વલખાં મારે તેને રોકવા પુરા આગ્રહની જરૂર પડે છે. પણ જો ધીરજ અને હિમ્મત રાખી, તે તરફ હરગીજ ન ખેંચાવા મજબૂત સંકલ્પ હોય છે, તો, થોડા વખતમાં તદન તેવી આદત છુટી જાય છે.

સંયમમાં જ સુખ છે. સંયમી માણસને દુઃખ છે જ નહીં; એ બરાબર સમજાય તો પછી કયો માણસ ગુલામ રહેવું પસંદ કરશે! અસંયમી પુરૂષ પોતાની જીન્દગી તરફ નજર કરશે, તો, તેને જણાશે, કે, પોતે જે દુઃખી રહે છે, તેનું કારણ પોતે જ છે; તેનો ઉપાય પોતાના હાથ

માંજ છે; ધારે, તો પોતે પણ સુખી અને સંતોષી બની શકે છે. સંયમી થવું એજ સુખી થવાનો ઉપાય છે.

અધીરજ, ધિક્કાર, અદેખાઈ, વિષયોમાં લીનતા એ માત્ર જે પુરૂષ સંયમી નથી તેનેજ વળગે છે. તેથી ઉલટું, ધીરજ, પ્રેમ, દયા, સંતોષ, વિગેરે સદ્ગુણો સંયમીને સહજ છે.

તેજ પ્રમાણે, જે માણસ, પોતાના મનને કાબુમાં રાખી શકે છે, તેજ, જ્ઞાતિ, સંસ્થા, અથવા દેશનો નેતા થવા લાયક છે. સંયમી પુરૂષજ ડાહ્યો અને બીજાને દોરનાર થઈ શકે છે. મૂર્ખ માણસ કદી બીજાને મદદગાર થઈ શકતો નથી.

સંયમી માણસને પોતાના વિચારો સુધરવાથી આ દુનિયાની અંદર બધું સુખમય જણાય છે, એટલું જ નહીં પણ સ્વસ્થ એકાગ્ર મન રહેવાથી પરલોક સંબંધી પણ તેને સારૂં જ્ઞાન સંપાદન કરવામાં તેની દ્રઢ સંયમી પ્રકૃતિ સહાયભૂત થાય છે.

સંયમથી દરેક કાર્યમાં ફતેહ મળે છે. પોતાનું મનોબળ વધે છે. ઐશ્વરી જ્ઞાન સંપાદન થાય છે, અને માણસ જાતને ઉપયોગી થવાનું પણ બને છે. ઇન્દ્રિયોને વશ કરતાં શીખનારને પણ થોડે અંશે સુખ સંતોષ મળે છે

તો પછી જે પુરો સંયમી થઈ શકે તેને માટે દુઃખ હસ્તીજ ધરાવતું નથી અને તેને મન દરેક સ્થિતિ એક સરખી જ રહે છે. સુખ અને સંતોષ એ સંયમીનાં હમેશનાં સાથીજ છે.

દરેક માણસે ત્યારે માણસાઇના ગુણને લાયક થવા **સંયમી થવું** એ સૌથી વધારે જરૂરનું છે.

असंतोषस्य नास्त्यन्तस्तुष्टिस्तु परमं सुखम्

અસંતોષનો અન્ત છેડો નથી અને સંતોષ જેવું બીજું મોટું સુખ નથી.

---

## પ્રકરણ ૫ મું.

# સાદાઈ અને સ્વતંત્રતા.

अष्टादश पुराणानां सारं सारं समुद्धृतम् ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

ભાગવત.

(અઢારે પુરાણમાંથી મથી મથી સાર કાઢીયે તો એ નીકળે છે કે પરોપકાર એ જ પુણ્ય અને બીજાને દુઃખ દેવું એ જ પાપ છે.)

મકાનની અંદર વગર જરૂરની ચીજો રાખવાની ટેવથી કેટલી ખરાબી છે તે સહુ કોઈ સમજે છે. જરૂરીયાતની ચીજ સિવાય, શોભા ખાતર, પોતાનું ઘર ભરેલું લાગવા ખાતર, કબાટ, ખુરશી, ટેબલ, ચોપડીઓ, છબીઓ, આયના જગે જગે ગોઠવવામાં આવે છે, તેને સાફ કરવાં ને રાખવાં કેટલું મુશ્કેલ છે? તેને લઇને માંકડ, ચાંચડ, મચ્છર, બીજાં જીવ જંતુઓ, ધૂડ, કચરો તેની ઉપર આગળ પાછળ કેટલાં એકઠાં થાય છે? અને સાફ રાખવાનું નથી બનતું તે છતાં, તે વગર ચલાવાતું નથી **એ પરાણે પેદા કરેલી પીડા છે.** તેના કરતાં સ્વચ્છ જરૂર પડતી થોડી જરૂરની ચીજો જ ઘરમાં રાખવાથી કેટલી સગવડવાળું સ્વચ્છ અને જંતુ રહિત ઘર બને છે! એવી **સાદી ટેવોનો** જેને અનુભવ હોય છે તે ભાગ્યે જ ખાલી આડંબરો ખાતર અગવડ વેઠી દુઃખ ઉત્પન્ન કરે છે.

તે મુજબ જ શરીર માટે પણ છે. નકામી ઇચ્છાઓ, પુરી ન પડે તેવી તૃષ્ણાઓ, વહેમો, ખોટા આડંબરો, ભુત દેવ વગેરે ખોટી માન્યતા અને તેમાં ફસાવું વગેરે વગર જરૂરની લાગણીઓનો ભંડોળ એકઠો કરી માણસ દુઃખ જ પેદા કરે છે. તેને બદલે માણસ માત્ર જે જરૂરનું છે તેને જ વળગી રહે તો કેટલો સુખી થાય. માત્ર **સદ્ગુણ**

**અને સદ્દવર્તન** એ બે સિવાય બીજાને પોતાના મનની અંદર જગ્યા જ ન આપતો હોય તો તેવો માણસ કેટલો સુખી થાય!

દુનિયાના બધા ધર્મના ઝઘડાને બાજૂ ઉપર રાખી, તેમાંથી સારરૂપ ખેંચી જોઈએ, તો, કોઈ પણ ધર્મમાં તફાવત આવતો નથી, એટલું જ નહીં પણ, બધાનો સાર એક જ છે.

બુદ્ધનો સિદ્ધાંત "ખોટું કરતાં અટકો ને સારું કરતાં શીખો." જીસસ ક્રાઈસ્ટનો સિદ્ધાંત "Love all" (બધાને ચાહો) વેદાંતનો સિદ્ધાંત "आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति." એટલે સર્વ ભૂત પ્રાણી પ્રત્યે સમાન દૃષ્ટિ. જૈન "દયા અર્થાત્ અહિંસા". મુસલમાન ધર્મનો સિદ્ધાંત પણ "અલ્લાના બંદા બધા સરખા અને તેથી બધા સાથે દરેક રીતની એકતા–સમભાવ."

ત્યારે કહો, આ સાદા ઉત્તમ સિદ્ધાન્તો સર્વના એક જ છે એમ જાણ્યા છતાં દુ:ખી કાં થવાય છે? કારણ, બોલાય છે, તેવું સમજાતું નથી. સમજાય છે, તો વર્તનમાં મુકાતું નથી. વર્તનમાં મુકાય, તો, કંઈ કરવું રહેતું નથી. વર્તનમાં ઉંચા સિદ્ધાન્તો મુકતાં જો શીખાય, તો સાદાઈ પોતાની મેળે જ આવી જાય છે. આડંબર દૂર થાય છે.

ખોટી આશા તૃષ્ણામાં ફસાતું અટકાય છે, અને જીવન આખું સુધરી જાય છે. નકામી ક્ષણિક લાલસા છોડી કાયમના સુખ તરફ સર્વને એક સરખું સુખ મળે, અને મને તેવું બીજાને, એમ અનુભવતાં તે મુજબ વર્તવાનું ધ્યાનમાં હરહમેશ રહે, એ જ શીખવાનું છે અને તેટલું શીખાય તો આપોઆપ સુખી થાય છે.

સાદા, નિષ્કપટ અંતઃકરણવાળા, સત્ય આચરણવાળા, સદગુણી, ડાહ્યાઃ એમને આવતી દુનિઆ કે પરમાત્મા સંબંધી શક ઉત્પન્ન થવા કારણ જ રહેતું નથી; તેઓ એમ જ સમજે છે, કે, અમારા જેવું જ બીજા પ્રત્યે, હરપળ, વર્તન રહેશે, તો ગમે ત્યાં, ગમે તે વખતે, કાયમનું જ સુખ મળશે અને હમેશાં સુખી જ રહેવાશે.

ઉપર મુજબ વર્તન રાખનારને કુદરતી સાદાઈ પોતાની ચાલચલણમાં આમેજ થાય છે. વહેમ, ઠગાઈ, નિરાશા, અસ્વચ્છ વિચારો, શંકા, બીક, હમેશાને માટે દૂર થાય છે. અને **પોતે સ્વતંત્ર મક્કમ આત્મસંતોષી શાંત પવિત્ર** બને છે, અને આ દુનિયા જ તેને સ્વર્ગમય અનુભવાય છે એટલે પછી તેને પૂર્ણ સંતોષ મળવાથી તે સદાય સુખી જ રહે છે.

ઉપર મુજબ સાદાઈ અને સ્વતંત્રતા એ જીવન સાફ-

લ્યના સાધનરૂપ બને છે. **સદ્ગુણ ને સદ્વર્ત્તન** એ મુદ્રાલેખ રાખો, અને તેને અમલમાં મુકો, એટલે, જીન્દગી આપોઆપ સુખમય થઈ સમજો.

## પ્રકરણ ૬ ઠું

# શુદ્ધ વિચાર અને સદ્વર્તન.

सत्यपूतां वदेद्वाचम् मनःपूतं समाचरेत्

મનુ.

(સત્યથી પવિત્ર થએલી જ વાણી બોલવી અને અંતરાત્મા દોરે તેમ જ વર્તવું.)

જીન્દગી એ ખાસ્યતોની અને અમુક ટેવની જ બનેલી છે. તેમાંની કેટલીએક લાભકારક અને કેટલીએક નુકસાનકારક હોય છે. આ ટેવો વિચારમાંથી જ ઉદ્ભવે છે, અને વિચારને જ આધીન છે. વિચારથી જ મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે, અને તેથી શુદ્ધવિચાર એજ જીન્દગીમાં સહુથી વધારે ઉપયોગી છે. ડાહ્યા અને મૂર્ખ માણસમાં તફાવત એટલો જ છે કે ડાહ્યો માણસ પોતાના વિચારોને પોતાના કબજામાં રાખી શકે છે, જ્યારે મૂર્ખ માણસ પોતાના

વિચારથી જ દોરાય છે, અને તેને તાબે રહે છે. ડાહ્યો માણસ પોતાના વિચાર ઉપર બાહ્ય સંજોગોની અસરથી પોતાના સિદ્ધાન્તની વિરુદ્ધ જતો નથી પણ મૂર્ખ માણસ તેવા સંજોગોથી અઘટિત કલ્પનાથી દોરાયા જ કરે છે.

વગર વિચારનાં કર્તવ્યથી નિરાશા અને દુઃખ પેદા થાય છે, વગર વિચારનાં કર્તવ્યની અસર પ્રાર્થના દાન કે એવી બીજી ક્રિયાઓથી ધોવાતી નથી. વગર વિચારથી ઉત્પન્ન થએલ દુઃખને દૂર કરનાર માત્ર શુદ્ધ વિચાર તરફ વળવું તે જ છે. શુદ્ધ વિચારથી જ સુખ અને આનંદ પ્રાપ્ત થઈ શકે છે.

જે મનુષ્યના અંતઃકરણમાં અને બુદ્ધિમાં સદ્દગુણ વાસ કરીને રહે છે, તે જ સુખી રહે છે. દરેક માણસે પોતાના વિચારો અમુક સિદ્ધાન્તને વળગીને અને બરાબર સમજીને જ, કરવા જોઇએ. દાખલા તરીકે માયાળુ થવું તેટલું જ બસ નથી, પણ શું કામ માયાળુ થવું જોઇએ એ પણ બરાબર સમજવું જોઇએ. ઘડીકમાં માયાળુ, ને ઘડીકમાં નિર્દય, એમ વર્તન ન રાખવું જોઇએ. ગમે તે સંજોગોમાં, ખરાબ પરિણામ આવે તોપણ સદ્દગુણને તજવા ન જ જોઇએ. સદાય તેણે સદ્ગુણમાં જ વસવું જોઇએ. અને તેમ સદ્દગુણી જ વર્તન રાખવા

ટેવ પડશે એટલે દુઃખનાં વાદળાં પોતાની મેળેજ વીખરાઈ જશે.

માણસે સારા નરસા વિચાર ઓળખતાં શીખવું જોઇએ. પોતાની કેટલી સમજ છે એ પણ પોતે જાણવું જોઇએ. સાચા અભિપ્રાય સાચી હકીકતને જ વળગી રહેવા ટેવ પાડવી જોઇએ. પોતાનાં કૃત્યો–વિચારોનું પછવાડેથી પોતાના મનથી બારીકીથી સંશોધન તથા અવલોકન કરતાં શીખવું જોઇએ. સદ્‌ગુણ અને જ્ઞાન એ બેની એકતા છે. સમજણ વગરના એટલે મનમાં તેનાં પરિણામ ઊતાર્યા વગરના સદ્‌ગુણમાં ડહાપણ હસ્તીજ ધરાવતું નથી. સદ્‌ગુણને સમજ્યા પછી તેને વળગી રહેનારજ ડાહ્યો ગણાય છે. માત્ર મોઢેથી સદ્‌ગુણનાં ભાષણો કરી મોટાં બણગાં ફુકી તેથી વિરૂદ્ધ વર્તન રાખનારના બોલવાથી કંઈ અસર થતી નથી એટલુંજ નહીં પણ તેવા માણસની પ્રતિષ્ઠા પણ જળવાતી નથી.

શુદ્ધ વિચાર અને વર્તનવાળો નિર્ભય રહે છે. તેને કોઈ પણ નુકસાન કરે છે એવો વિચાર આવતો જ નથી. તે બરાબર સમજે છે, કે, પોતાની ભુલ થયા વગર, કોઈ તેને, નુકસાન પહોંચાડી જ શકતું નથી. તે સારી રીતે સમજે છે, કે, પોતાનું હિત, કલ્યાણ, પોતાનાજ હાથમાં

છે, અને પોતાના સુખ અને આનંદને બીજો કોઈ ધક્કો લગાડીજ શકતું નથી. તેને બીજા પ્રત્યે તિરસ્કાર આવતો નથી. તે હરહમેશ પોતાના સદ્ગુણમાં મશ્ગુલ રહેવાથી તેની તાકાદ શાન્તિ કે આનંદમાં કોઈ ખલેલ પહોંચાડવા સમર્થ નથી.

શુદ્ધ વિચાર અને વર્તનવાળો બરાબર સમજે છે કે જગત્ ન્યાયથી જ રચાએલું છે અને ન્યાયપર જ તેનું અસ્તિત્વ છે. તે સહુ પ્રત્યે સમદૃષ્ટિ, સમભાવ, રાખે છે. સારાં કૃત્યનો જ જય છે એમ તેણે બરાબર અનુભવ્યું છે.

સારાં કામ મન કે તનથી કરનારને નિરાશા ઉપજતી જ નથી. ન્યાય આખર મળે છેજ. સાચને આંચ નથી. એટલે તેવો માણસ આગળ જણાવ્યા પ્રમાણે સુખી, શાન્ત અને આનંદી જ રહે છે.

માણસ વિદ્વાન્ હોય, બહુશ્રુત હોય પણ શુદ્ધ વિચાર કે વર્તનવાળો ન હોય તો ડાહ્યો થઈ શકતો નથી. વિદ્યાથી અજ્ઞાન જીતાતું નથી. વિદ્યાથી પાપ અને દીલગીરી દૂર થતાં નથી. માત્ર જે જ્ઞાન કે વિદ્યા માણસે મેળવેલ હોય તેને પોતાના વિચાર અને વર્તનમાં બરાબર આમેજ કરી શક્યો હોય તેને જ તે લાભકારક નીવડે છે. શુષ્ક વેદાન્ત કે પોપટીઊં જ્ઞાન તદ્દન નિરર્થક છે.

હુશિયાર, વિદ્વાન્ કે બહુશ્રુતની જીંદગી સુખમય કે સફળ થવા પવિત્ર, સદ્‌ગુણી આચરણની પહેલી જરૂર છે. જે શીખ્યા તે આપણું નથી, પણ જે આચરણમાં મુકી શકાય તે જ આપણું છે. પુસ્તકોમાં અક્ષરે અક્ષરે જ્ઞાન અને સમજ ભરેલ છે. પણ તે પુસ્તકને પોતાને ઉપયોગી થઈ શકતાં નથી. તે મુજબ મોઢે કરેલું અથવા વર્તનમાં ન મુકાએલું શુષ્ક જ્ઞાન તે માણસને પોતાને ઉપયોગી થઈ શકતું નથી; ઊલટું બોજારૂપ જ છે.

સદ્‌ગુણીને નુકસાન પહોંચાડી શકાતું નથી. સદ્‌ગુણીને મુંઝવી શકાતો નથી. સદ્‌ગુણીને પોતાનો સદ્‌ગુણ છોડાવી પણ શકાતો નથી. સદ્‌ગુણી અજીત છે. તેવો માણસ દુનિયામાં સુખમય જીંદગી ગાળવાને સરજાએલો છે.

સદ્‌વર્તન ન્યાય અને સત્ય જગતના સ્થંભ છે. તેથી જ વિશ્વ ટકી રહ્યું છે. માટે જેમણે સુખમય જીંદગી ગાળવી હોય તેણે શુદ્ધ વિચાર આચાર સદ્‌વર્તન ન્યાય અને સત્યતાને પોતાની ચાલચલણમાં આમેજ કરવાં એટલે દુ:ખ માત્રનો નાશ થઈ સર્વ આપોઆપ સુખમય બની રહેશે.

---

## પ્રકરણ ૭ મું.



# શાન્તિ.



न जातु कामः कामानां उपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

યયાતિ રાજા.

(સુખના ઉપભોગથી વિષયવાસનાની ક્યારે પણ તૃપ્તિ થતી નથી પણ ઉલટી તેથી વિષયવાસના જેમ હવનના પદાર્થથી અગ્નિ વધારે વધતી જાય છે તેમ ફરી ફરીને વિશેષ વધતી જાય છે.)

જે સત્યને વળગી રહે છે તે સંતોષી રહી શકે છે, પવિત્ર અને સત્યમય જીન્દગી ગાળનારને ઉદ્વેગ ચિન્તા મનની વ્યગ્રસ્થિતિ થઇજ શકતાં નથી. સંયમી અથવા આત્મસંતોષીને સતત શાન્તિ જ રહે છે. શાન્તિ એ બીજા સદ્ગુણોને શોભાવે છે. શાન્તિ સિવાય ગમે તેટલી તાકાદ નબળાઇના રૂપમાં જ બદલાઈ જાય છે. સહેજ વાતમાં મનની શાન્તિ ખોઈ નાખનારને અથવા નજીવી ફિકરના કારણે ગભરાઈ જનારને તેની તાકાદ શું કામ આવે છે?

સદ્‌ગુણી પુરૂષો પોતાના આવેશો જુસ્સા લાગણી-ઓને અટકાવી શકે છે, અને તેથી પોતાના મનને કબજે રાખી શાન્તિ મેળવી શકે છે, અને જેમ જેમ શાન્તિ એ પોતાના વર્તનમાં હર હમેશનો ગુણ થઈ જાય છે, તેમ તેમ તેમની અસર, સત્તા, મોટાઈ, આનંદ, વધતાં જાય છે અને જીન્દગી સુખથી ભરેલી સ્વર્ગરૂપ બને છે.

જે પુરૂષો પોતાના આવેશો, જુસ્સા, લાગણીઓને વશ રાખી શકતા નથી, તેમને જીન્દગીનાં ખરાં સુખનો અનુભવ મળીજ શકતો નથી, કેમકે શાન્તિ શું તે તેને સમજી શકાતું નથી; તેવાઓ મોઢેથી શાન્તિની વાતો ભલે કરે, પણ, તેમનાં અંતઃકરણમાં શાન્તિને સ્થાન મળી શકતું નથી.

શાન્ત જીન્દગી એ એક અલૌકિક સુખ છે. ફરજ, ગમે તે વખતે, ગમે તેવી આકરી, ગમે તેવા સંજોગોમાં, શાંતિપ્રિયને બજાવવાની આવે છે, તો તે નીચા જીવથી, ગભરાયા વગર, કાયમ મન રાખી, એક સરખી બજાવી શકે છે અને પરિણામે તેને ફત્તેહ પણ મળે છે.

શાંતિ મેળવવી એ મુશ્કેલ છે. પોતાના મનને બરા-બર કાબુમાં રાખવાની ટેવ પાડ્યા વગર તે મેળવી

શકાતી નથી. જેમ જેમ યત્ન બરાબર કરવામાં આવશે તેમ પુરૂષ વધારે સંયમી અને પરિણામે શાંત થશે.

ખરે વખતે—મુશ્કેલીને વખતે જે પોતાની શાન્તિને અસર પણ થવા દેતો નથી, તેજ મનુષ્યને ફત્તેહ મળે છે. શાંત માણસને સુખ અને જ્ઞાન બન્ને ઉપલબ્ધ થાય છે. શાંત માણસની સત્તા અખૂટ છે, તેને સાધનની ખોટ પડતી નથી. તેણે સ્વાર્થનો ત્યાગ જ કર્યો હોય છે; સ્વાર્થ ત્યાગ કરવાથી લોભ આપોઆપ મુકાઈ જાય છે, અને લોભ ગયો એટલે તેના સહગામી દુઃખ, ચિન્તા, બીક, બાયલાપણું, બધું નાશ પામે છે. શાન્ત માણસ કંઈ પણ મન ઉપર અસર ફિકર ચિન્તા રાખ્યા વગર ફરજ બજાવે જાય છે. પરિણામ માટે ફિકરમંદ બનતો નથી અને જે પરિણામ આવે તે એક સરખા ભાવથી કબુલ રાખે છે. તે વિચારીને ગભરાયા વગર બન્ને બાજુનો શાન્ત મનથી વિચાર કરીને પગ ભરતો હોઈ સદાય ફત્તેહ પામે છે.

જે કાર્યોમાં ગભરાએલો ઉતાવળો માણસ નિષ્ફળ થાય છે, તે બધામાં, શાન્ત માણસ ફાવે છે. તેને ગમે તેવી મુશીબતો મનનું સમતોલપણું ખોવરાવી શકતી નથી. પરિણામે વિચારીને કામ કરવાથી ફતેહ મળે છે.

શાંતિનો પ્રભાવ જ એવો છે કે વિહ્વળાટ કે ગભ-

રાટ તેને પડખે ચડી શકતાં નથી. ઇન્દ્રિયો બધી કબજે રહે છે, બુદ્ધિ શુદ્ધ રહે છે, અને તેની ઇચ્છા શુદ્ધ જ હોવાથી બધી પુરી પડે છે. તેને સ્વાર્થ ન હોવાથી જગતનું ભલું તેજ પોતાનું ભલું એમ ઇચ્છે છે અને તેથી જેથી જગત્ સુખી થાય તેવું જ તેનું વર્તન હોય છે અને પોતાનાં કૃત્યથી સારૂં ફળ નીપજે છે, છતાં, કદાચ નિરાશા મળે, તો સમજે છે કે, નિરાશામાં પણ આશા છે. નિષ્ફળતા એ પણ અરધી ફત્તેહ છે, અને તેટલે અંશે આગળ વધાયું એમ સમજી શાંત અને સંતોષી બને છે.

કાયમની શાંત પ્રકૃતિ જ્યાં સુધી માણસ પોતાના વર્તનમાં આમેજ કરી શકતો નથી, ત્યાં સુધી જ, તેને દુઃખ નજરે આવે છે; પણ એકવાર શાંત સ્વભાવ બરાબર દૃઢીભૂત થયો કે તેની જીન્દગી આપોઆપ સુખમય બની રહેછે. જ્યાં સુધી નાની કે મોટી નિરાશાથી મન ઉપર ઉદ્વેગની સહેજ પણ અસર થાય છે ત્યાંસુધી શાન્તિ દૂર છે. જ્યારે એમ જ સમજતો થાય છે કે દુઃખ દિલગીરીઓ ચિન્તા એ બધાં પોતેજ પેદા કરેલાં છે, પોતાની અપૂર્ણ સ્થિતિને લીધેજ છે, અને તે દૂર કરવાનો ઉપાય પોતાનાજ હાથમાં છે, ત્યારે જ તે શાન્તિ મેળવવા પ્રયત્નશીલ બની શકશે. વળી, જેમ લોભી માણસ પૈસો કમાવા

સાચવવા કંઈ પણ યત્ન બાકી રાખતો નથી તેમ જ્યારે મનુષ્ય શાન્તિ મેળવવા પુરો યત્ન કરશે ત્યારેજ તે શાન્તિ મેળવી શકશે. એકવાર તે મેળવવી મુશ્કેલ છે. પણ મેળવ્યા બાદ તેથી જે સુખ છે તે અવર્ણ્ય છે. શાન્ત માણસને મન દુઃખ ચિન્તા ઉદ્વેગ હસ્તી ધરાવતાં જ નથી.

શાન્ત માણસ ઉપર કહ્યા પ્રમાણે તાકાદવાળો આનંદી પ્રેમી સમજુ ડાહ્યો બને છે અને જે શાન્તિ મેળવવા તેને યત્ન કરવો પડ્યો તેનું પરિણામ પણ તેવુંજ મિષ્ટ છે એમ અનુભવી પોતાની જીન્દગી સુખમય અને સફળ બનાવી શકે છે.

સદ્દગુણોમાં સત્ય અને શાન્તિ જેટલા બીજા સદ્દગુણો જીન્દગીને સુખમય બનાવવામાં ઓછા સહાયભૂત છે એમ કહેવું એ બીજા સદ્દગુણને ઊતારી પાડવા જેવું ગણાય; પણ તે બે સદ્દગુણોને બરાબર ખીલવ્યા વગર—પોતાના વર્તનમાં આમેજ કર્યા વગર—બીજા સદ્દગુણો મેળવી શકાતા નથી એ તો તદ્દન ખરૂં છે.

**न कहापण वस्सेन तित्तिकामेसु विनति ।**
**अपि दिब्वेसु कामेसु रतिं सो नाधि गच्छति ॥**

ધમપદ (બૌદ્ધમત).

કાર્ષાપણ નામના મોટી કિમ્મતના સોનાના સિક્કાનો વર્ષાદ વરસે તોપણ વાસનાની તૃપ્તિ થતી નથી અથવા તો સ્વર્ગનું સુખ મળવાથી પણ સંતોષ થતો નથી. (ભાવાર્થઃ—સંતોષ અને શાન્તિમાંજ સુખ છે.)

## પ્રકરણ ૮ મું.

## અન્તર્દૃષ્ટિ અને ઉચ્ચ ભાવના.

कस्यैकांतं सुखमुपनतं दुःखमेकांततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

મેઘદૂત.

(કોઇની સ્થિતિ હમેશાં સુખી કે દુઃખી રહેતી નથી, સુખદુઃખની દશા પૈડાંની માફક ઉંચે નીચે થયા કરે છે.)

સદ્‌ગુણ મેળવવાના યત્ન કરનારને એક વખત એવો આવે છે કે જ્યારે દૈવીદૃષ્ટિ ખુલ્લે છે; તે અન્તર્દૃષ્ટિવડે દરેક બાબતનાં કારણ તે બરાબર સમજી શકે છે, અને તેથી તે સદ્‌ગુણની વિરૂદ્ધ વર્તતાં આપોઆપ અટકે છે. ગમે તેવી લાલચો ગમે તેવા મનના આવેશોને તે માણસ રોકી શકે છે, કારણ કે તેનો અંતરાત્મા તેને સાફ જણાવે છે કે પરિણામ સારૂં નથી. આ પ્રમાણે જ્યારે સમજ

પાકી થાય છે ત્યારે દુષ્ટ વિચાર પોતાથી જ હુઠી જાય છે, અને દુષ્ટ કૃત્ય તેવાથી થઈજ શકતું નથી. અંતર્દૃષ્ટિ ખીલવાથી—શરૂઆતથી જ દુષ્ટ વિચાર કે કૃત્યનું પરિણામ માણસ જાણી શકે છે; પોતાથી જ તેવાં કૃત્યથી અટકી સદ્દવિચાર અને સતકૃત્યને ગ્રહણ કરે છે. હલકાં ઓસાણ, હલકી વૃત્તિ, તેવા માણસને પડખે જ ચડતાં નથી.

જ્યાં સુધી, એક ન્યાયી કાયદો જ મનુષ્યની જીન્દગીને દોરનાર છે, એમ માણસ સમજી શકતો નથી, ત્યાં સુધી, ગમે તેવો સદ્દગુણી તે હોય તોપણ તેની ઉંચી ભાવના કાયમને માટે ટકતી નથી. અને આ પ્રમાણે સમજીને સદ્દગુણમાં બરાબર દૃઢ ન થએલો હોવાથી વખતે લાલચથી કે આવેશથી દોરાઈ જવાનો સંભવ રહે છે. સદ્દગુણને વળગવા વૃત્તિ છતાં લાલચો તેને મરજીરૂપ અપકૃત્યો કરાવે છે; પણ તેટલું પણ સમજે તો આગળ વધે છે, અને આખર ઓછી ઓછી ભુલો કરતાં, જો તેની અંતર્દૃષ્ટિ બરાબર ખીલે છે તો તે સદ્દગુણમાં મજબુત રહે છે. ને પછી ગમે તેવા સંજોગોમાં તે લાલચ કે આવેશથી ફસાતો નથી, કેમકે અંતર્દૃષ્ટિવડે અંતરાત્મા સીધે રસ્તે વર્તન રાખવા જ આગ્રહ કરે છે, અને આ

પ્રમાણે ઉંચી ભાવના ઉંચું વર્તન કુદરતી થઈ જાય છે. તેવું થયે તે પુરૂષ દિવ્યાંશી તરીકે ઓળખાય છે.

કોઈવાર એવું બને છે કે માણસ પોતે બહુ સદ્ગુણી જાતથી હોતો નથી. પણ કુટુમ્બ મિત્ર અને બીજા એવા સંજોગોમાં ફસાએલો હોય છે કે તેને પરાણે સદ્ગુણીનો દેખાવ રાખવો પડે છે; તેવો માણસ સુખી થઈ શકતો નથી. તક મળે તે તેનું પોતાનું ખરૂં રૂપ પ્રકાશે છે, અને ડોળઘાલુ છે એમ જણાઈ આવે છે; તેથી ઊલટું કેટલીક-વાર માણસ પોતે અંતઃકરણથી સદ્ગુણી હોય છે, પણ સંજોગો અને નબળા મિત્રોની સોબતમાં તે ખરો સદ્ગુણી છે કે દુર્ગુણી છે તે ચોક્કસ જણાતું નથી. પણ આડે રસ્તે દોરનારી લાલચ આવે તે વખતે તેના મિત્રોથી અલગ થઈ તેવી લાલચોમાં ફસાતો નથી અને તેની આંતર શક્તિ તેના ગુપ્ત સદ્ગુણને પ્રાધાન્ય આપી બહાર લાવે છે.

જ્યારે માણસની અંતર્દૃષ્ટિ નિર્મળ સ્વચ્છ સદ્ગુણને પારખી, અંતરાત્માને તેને જ વળગવા તરફ દોરવા જેવી પાકી મજબુત થાય છે, ત્યારે જ તે માણસની ભાવના ઊંચી થતાં તેનું વર્તન આદર્શરૂપ તથા બીજાને અનુકરણ કરવા લાયક થાય છેઃ અને તેવા માણસની જીન્દગી

કાયમને માટે સુખમય બની રહે છે. તેવો માણસ કોઈને કંઈ નુકશાન થાય તેવા વિચાર પણ લાવી જ શકતો નથી, તો કૃત્યથી તો બીજાનું નુકશાન કેમ જ કરે? તેવા માણસની અંતર્દૃષ્ટિ સર્વ તરફ પ્રેમવાળી જ રહે છે, અને પુરી સમજ હોવાથી તે પ્રેમની સાથે જ દયા રહે છે એટલે તે પરગજુ બની રહે છે.

આવી શુદ્ધ અંતર્દૃષ્ટિવાળાને અંતરાત્મા ઉંચી ભાવના તથા વર્તનવાળો રાખે તેમાં નવાઈ શું? અંતર્દૃષ્ટિ શુદ્ધ થવાથી ભલાઈ તેના વર્તનમાં કુદરતી રીતે રહે છે. અને તેથી તેવો માણસ દૈવી સંપત્તિવાળો બની સર્વમાન્ય થાય છે.

આવા માણસના વર્તનની બીજા માણસ ઉપર પણ સારી અસર થાય છે. અરે! તેની જીન્દગી બાદ પણ તેનું અનુકરણ કરવામાં મોટાઈ સમજાય છે. મહાત્માઓ પેગમ્બરો અવતારો જીન્દગીનાં વર્તનમાં આવા સદ્‌ગુણો આમેજ કરનારા હોઈ આજ સુધી પૂજનીય ગણાય છે.

જે માણસ સત્ય રસ્તાને સદ્‌ગુણી વર્તનને વળગી પવિત્ર ભલાઈવાળી અને સ્વાર્થત્યાગી જીન્દગી ગાળે છે, તેને દુઃખનું સ્વપ્નું પણ રહેતું નથી. તેને ઇન્દ્રિયો લાલચો ફસાવી શકતાં નથી. નિરાશા દિલગીરી પણ

તેને સુખમાં બદલાઈ જાય છે. પવિત્રતા અને આનંદ તેના સોબતી થઈ રહે છે અને તેને જગત્ જીન્દગી સુખમય જ લાગે છે.

આ પ્રમાણે અંતર્દૃષ્ટિ કેળવાતાં અંતરાત્મા હમેશાં સાચો ગુરૂ બની રહે છે, અને તે જે સૂચના આપે તેથી હરગીજ વિરૂદ્ધ વર્તન ન કરનાર કદી દુઃખી થતો નથી. અરે તેને મન દુઃખ એ શબ્દજ રહેતો નથી.

દુઃખ અને સુખ એ બે સ્થિતિનું માત્ર ભાન કરાવનાર શબ્દો છે; તેની વ્યુત્પત્તિ જોતાં દુઃ એટલે મુશ્કેલીથી અને "ખ" એટલે ખમી શકાય તે, એટલે દુઃખનો અર્થ જે "મુશ્કેલીથી ખમાય તે;" તેથી ઊલટું, સુખ એટલે જે સહેલાઈથી ખમાય તે સુખ; પણ જ્યારે સદ્‌ગુણી માણસ સર્વને આત્મવત્ જોવાનું શીખે છે, અને જ્યારે આ દુનિયાને ક્ષણિક માનતાં શીખે છે, માયાને જીતી જઈ સ્વપ્નવત્ જ બધું છે એમ લેખી પ્રેમમય જીન્દગી ગાળવાનું જ રાખે છે, ત્યારે સુખ અને દુઃખ આપોઆપ એક સરખાં જ અનુભવે છે. જનક વિદેહીનો દાખલો મોજુદ છે. પણ એ બધું અનુભવવા સંસ્કારી થવાની જરૂર છે અને તે સંસ્કાર અંતર્દૃષ્ટિ નિર્મળ રાખી ઊંચી ભાવનાને પોતાનાં વર્તનમાં હરપળ મુકત

શીખવું તેજ છે. તેવા માણસની જીન્દગી સુખમય જાય છે અને તેને પોતાને મન તથા બીજાઓને મન તેનુંજ જીવન સફળ છે એમ સ્પષ્ટ થાય છે.

## પ્રકરણ ૯ મું.

# માણસ પોતેજ રાજા છે.



यच्च कामसुखं लोके यच्च दिव्यं महत् सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥

મંકી–ગીતા.

(સાંસારિક કામ અથવા વાસના પૂર્ણ થવાથી જે સુખ થાય છે તે સુખ અને સ્વર્ગમાં મળતું સુખ એ બે સુખો આ લોકમાં વાસના (લોભ લાલચ–ઇચ્છાથી)ના ભાગથી મળતા સુખના સોળમા ભાગનાં પણ નથી. ટુંકામાં વાસના ક્ષયનાં સુખ આગળ સાંસારિક કે સ્વર્ગીય સુખ કંઈ હિસાબમાં નથી.)

માણસની અંદર રહેલી ચૈતન્ય શક્તિના–ઉપર ટપકે જોતાં શુદ્ધ સંસ્કારી અંતરાત્મા અને અસંસ્કારી મન અથવા બાહ્યાત્મા એમ બે વિભાગ જોવામાં આવે છે. અંતરાત્મા જ્યારે સંસ્કારી હોય છે ત્યારે શુદ્ધ હોય છે

અને જ્યારે અસંસ્કારી હોય ત્યારે બાહ્યાત્મા વરીકે વર્ત્તે છે અને ત્યારે તે ઉલટો બાહ્યાત્માના તાબામાં વર્તતો હોય એમ જણાય છે. માણસનો અંતરાત્મા જ્યારે સંસ્કારી બની શુદ્ધાત્મા થઈ રહે છે, ત્યારે સ્વાર્થથી અલગ થઈ શારીરિક ટુંકા ક્ષણિક લાભ ગેરલાભથી ન લોભાતાં તેના તરફથી વળી જઈ સર્વ જગતને પોતાના તાબામાં લેખી શકે છે. કેમકે ખરી હકીકત બરાબર સમજાયા પછી લાભ ગેરલાભ સુખ દુ:ખ ખુશી દિલગીરી વગેરે સારાં નરસાં દ્વંદ્વોની પરવા કરતો નથી અને દરેક સ્થિતિમાં એક સરખું શાંત સરોવરના જળની માફક તેનું મન નિર્મળ શાંત રહેવાથી તે રાજા જ થઈ રહે છે. અરે લૌકિક રીતે રાજા સુખી હોતા નથી, તે રાજાના અંતરાત્માને પુછશો તો જણાઈ રહેશે. રાજા તો જેમ એક શરીરની ઇન્દ્રિયો આવેશો જેને તાબે નથી તે જેમ પોતાના શરીરનો નોકર છે તેમ રાજાને વધારે વ્યાધિ ને થોડું સુખ છે. સંસ્કારી રાજા જે આજ બહુ દુર્લભ છે, તે સિવાય ઊલટાં પાપ બાંધી આ દુનિયા અને આવતી દુનિયામાં અને આવતી દુનિયા ન માનતા હોય તો ક્યામતના રોજમાં દુ:ખી થવાનેજ સરજાએલા છે. તેથી ઊલટું સાધારણ ગરીબ માણસ પણ ઇંદ્રિયો, આવે-

શોને વશ રાખી મન કબજે રાખી સ્વાર્થ તરફ દુર્લક્ષ કરી પરમાર્થી જીન્દગી ગાળે છે અને સર્વ સ્થિતિમાં સમાન અચળ શાન્ત રહે છે તે રાજા બાદશાહ છે. તેવા માણસને શહેનશાહતની પરવા રહેતી નથી કેમકે તે સ્વતંત્ર સુખી હોવાથી બાદશાહતની ઉપર છે.

સંસ્કારી શુદ્ધ અંતરાત્મા માત્ર કાયમના ખરા ગુણો, ન્યાય, ડહાપણ, સત્ય, દયા તરફજ વલણ રાખે છે. બાહ્યાત્મા મોજ શોખ સ્વાર્થ અને બીજા વિષયોમાંજ મગ્ન રહે છે. સંસ્કારી શુદ્ધ અંતરાત્માને મોજ શોખ સ્વાર્થ હોતો નથી એમ નહીં પણ તેમાં તે લપટાતો નથી; નિર્લેપ થઈ રહે છે એટલે તેને તેના ભાવથી સુખ કે અભાવથી દુઃખ થતાં નથી તેમ તે માટે બહુ મથતો નથી. તે પોતે સંસ્કારી શુદ્ધ હોવાથી તેને તે મળે તો તે તેમાં લપટાયા શિવાય ભોગવી લે છે અને ન મળે તો તેનો શોક કે લાગણી તેને થતી નથી.

બાહ્યાત્મા તો સ્વાર્થમય જ રહે છે. પોતાનાં શારીરિક સુખ, મોજ મજા, ફિકર, આશા તૃષ્ણા વગેરે દ્વંદ્વમાં ફસાયેલો રહે છે અને જો ધારેલું પાર ન પડે તો દુઃખી પણ તેવોજ થાય છે. તેને સ્વાર્થ એજ લક્ષ્ય બિન્દુ છે. સ્વાર્થ સરે તેવું હરકંઈ કરતાં અચકાતો નથી.

શુદ્ધ અંતરાત્મા તેથી ઊલટો સંસ્કારી હોવાથી સ્વાર્થને વળગતો નથી અને તેથી તેનાં સુખ દુ:ખથી પણ તેના ઉપર અસર થતી નથી. બાહ્યાત્મા જ્યારે સ્પૃહા ઇચ્છાનો ગુલામ છે, ત્યારે શુદ્ધ અંતરાત્મા તેને ગણકારતો પણ નથી.

બાહ્યાત્મા સંસ્કારી થાય છે ત્યારે શુદ્ધ અંતરાત્મામય થઈ જાય છે અને તેવા માણસને કુદરતી રીતે જીન્દગી સુખમય જાય છે.

ઇન્દ્રિયો આવેશોને જેમ જેમ તાબે રાખતાં બાહ્યાત્મા શીખે છે તેમ તેમ તે શુદ્ધ થાય છે. જ્યાં સુધી તે સંસ્કારી થતો નથી ત્યાં સુધી ગુલામ રહે છે પણ બરાબર તાબે રાખતાં શીખે એટલે તે રાજા બની રહે છે. તેવે વખતે તેને કોઈ શત્રુ રહી શકતું નથી, તેના આનંદનો કોઈ કોઈ પ્રકારે નાશ કરી શકતું નથી.

માણસનો પોતા શિવાય કોઈ દુશ્મન નથી. પોતાની ઇન્દ્રિયોને તાબે ન રાખવાથી પેદા થતાં દુ:ખ શિવાય બીજું કોઈ દુ:ખ નથી. દ્વંદ્વોની જેને અસર થતી નથી તે જ ડાહ્યો છે. ગમે તેવાં દુ:ખો પડે તે વખતે શાંતિ જાળવી રાખનારો જ શાણો છે. જે પૈસાથી લોભાતો નથી, મોટાં દુ:ખોથી દિલગીરીને વશ થતો નથી તે જ સમજુ છે.

માણસ રાજા થવાને જ સરજાએલો છે, પણ દેશ જીતવાથી રાજા થવાતું નથી. પોતાની ઇન્દ્રિયોને કબજે રાખવાથી જ રાજા થઈ શકે છે. દેશનું રાજ્ય જ્યારે ક્ષણિક સુખ આપનાર છે ત્યારે પોતાની ઇન્દ્રિયો જીતવાથી કાયમનું સુખ મળે છે.

જે માણસે પોતાને જીત્યો છે તે જ રાજા છે. તે જ માણસ રાજા છે જે મનની ગમે તેવી સ્થિતિમાં શાંત રહે છે. સંજોગોથી જે દોરાતો નથી પણ સંજોગોને તાબે કરી ગમે તે પરિણામે સ્વસ્થ રહે છે તે જ રાજા છે. ટુંકામાં સંયમી થઈ જે સુખ મેળવાય છે તે બીજા કશાથી મેળવાતું નથી. ત્યારે, માણસ પોતે રાજા છે. રાજા થવું, ગુલામ થવું, પોતાના હાથની બાજી છે. સંયમી રહો તો રાજા છો, ને જો ઇન્દ્રિયોના તાબામાં રહો તો ગુલામ છો. રાજા થવાનો સંયમી થયા શિવાય બીજો સહેલો રસ્તો નથી. સુખમય જીન્દગી ગાળવી હોય, જીવન સફળ કરવું હોય તો તમારા હાથમાં છે. સંયમી બનો અને રાજા રહો એજ વારંવાર કહેવાનું છે.



## પ્રકરણ ૧૦ મું.

# જ્ઞાન અને વિજય.

सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वाऽप्रियम ।
प्राप्तं प्राप्तमुपासीत हृदयेनापराजितः ॥

(સુખ અથવા દુઃખ પ્રિય અથવા અપ્રિય જે કાળે જે પ્રાપ્ત થાય તેને મન ઉપર અસર થયા દીધા સિવાય ઉપાસી લેવું–તેમાં જ આનંદ માનવો).

સુખમય જીન્દગીનું પહેલું પગથીઉં શ્રદ્ધા છે. પણ તેનો અંતિમ હેતુ જ્ઞાન છે. શ્રદ્ધા માર્ગદર્શક છે. જ્ઞાન મુકામ છે. શ્રદ્ધાને ઘણી વિટમ્બના ઊઠાવવી પડે છે. જ્ઞાન વિટંબનાને ઓળંગી જાય છે. શ્રદ્ધા ભોગવે છે. જ્ઞાન પ્રેમમય છે. શ્રદ્ધા જ્ઞાનની શોધમાં અંધારામાં ગોથાં ખાય છે, અને માત્ર માને છે. જ્ઞાન અજવાળામાં પ્રકાશમાં છે અને જાણે છે, અનુભવે છે. શ્રદ્ધા એ જ્ઞાન મેળવવા યત્ન છે. જ્ઞાન એ શ્રદ્ધાનું અંતિમ પરિણામ છે. શ્રદ્ધા મેળવવાની ચીજ માટે આશાજનક છે, જ્યારે જ્ઞાન એ મેળવેલી ચીજનું રહસ્ય છે. શ્રદ્ધા વગર જ્ઞાન મળતું નથી, પણ એકવાર જ્ઞાન મળ્યું એટલે શ્રદ્ધાની જરૂર

રહેતી નથી. જ્ઞાન સંપાદન કરવા પુરતી શ્રદ્ધા ઉપયોગી છે. જ્ઞાન સંપાદન થયું એટલે મુકામે પહોંચાયું અને પછી માર્ગદર્શક શ્રદ્ધા નિરર્થક છે.

જ્ઞાનમય જીન્દગી એજ સુખમય છે. જ્ઞાનનો અર્થ શુષ્ક પુસ્તકજન્ય જ્ઞાન નહીં, પણ અનુભવેલું વર્તનમાં ઉતારેલું જીન્દગીને સાર્થક કરી શક્યું હોય તેજ જ્ઞાન છે. આવા જ્ઞાન શિવાય જીન્દગી સફળ થઈ શકતી નથી. મૂર્ખને જ્ઞાની ડાહ્યા થયા શિવાય સુખ મળી શકતું નથી. પવિત્ર વર્તન રાખ્યા વગર પાપીનો છુટકારો નથી. દૈવી જ્ઞાન વગર જીન્દગીના અસંખ્ય દુઃખો ને મુંઝવણો ટળતી નથી. કેળવણીથી શુદ્ધ મન શિવાય કાયમની શાંતિની આશા આકાશ–કુસુમવત્ છે.

સારી વાત છે કે મૂર્ખ જ્ઞાન મેળવી ડાહ્યા થઈ શકે છે. તેજ રીતે પવિત્ર જીન્દગી ગાળી પાપી માણસ સુધરી શકે છે. જ્ઞાન મેળવી જીન્દગીની મુંઝવણો અને દુઃખો દૂર કરી શકાય છે અને તેથી જ દુનીઆમાં ડહાપણ પવિત્રતા જ્ઞાન એવા સદ્ગુણને લીધે સુખ પ્રાપ્ત કરી જીન્દગી સુખમય બનાવી શકાય છે.

જ્ઞાની માણસ પોતાની પવિત્રતા અને ડહાપણથી પોતાની જીન્દગી ગમે તેવાં દુઃખો નિરાશાઓની પરવા

ન કરી બહુ સારી રીતે પસાર કરી શકે છે. ચિન્તા અને બીક, દિલગીરી અને નાઉમેદીની નિરાશા, દુઃખ અને પશ્ચાત્તાપ એવાંઓને ડાહ્યા સમજુ વિદ્વાન્ માણસના મનમાં સ્થાન મળતું જ નથી. તે માત્ર સ્વાર્થી જીવનમાં લુબ્ધ રહેનારને દુઃખકર છે, પણ જ્ઞાની માણસને કંઈ અસર કરી શકતાં નથી. જેમ શરીરની સાથે પડછાયો વળગ્યો છે તેમ સ્વાર્થી જીવન સાથે તે વળગ્યાં છે. સ્વાર્થમાં સુખ નથી. સ્વાર્થમાં સ્વસ્થતા નથી. જ્યાં આવેશો અને તૃષ્ણાઓ જીવનને વળગી રહ્યાં છે ત્યાં ડહાપણ અને શાન્તિ હોઈ શકતાં નથી.

સહી સલામતી અને ખાત્રી, સુખ અને આનંદ, સંતોષ અને શાન્તિ એ દૂષણ વગર જીન્દગી ગાળનાર સમજુ ડાહ્યા માણસોને વગર મહેનતે મળી રહે છે.

ન્યાયી સદ્ગુણી જીન્દગી ગાળનારને જ્ઞાન સંપાદન થાય છે. જ્યાં જ્ઞાન ત્યાં શાન્તિ છે. જીન્દગીને ખરા રૂપમાં અનુભવવા જ્ઞાનની પુરી જરૂર છે.

જ્ઞાની માણસને દુઃખ નિરાશાઓ દિલગીરીઓ એ બધું જીન્દગીને સુધારવા અર્થે જ સરજાએલાં છે, એમ જાણી તેમાંથી ડહાપણ શાન્તિ સ્વસ્થતા મેળવી ઊલટો તે તેનાં આવાગમનથી વધારે સુખી થાય છે.

દૈવી જ્ઞાનનો આ વિજય છે. જ્ઞાની પોતે હમેશાં સુકૃતો કરે છે અને સારાં નરસાં કૃત્યોનાં પરિણામ બરાબર સમજતો હોવાથી બીજાંનાં અપકૃત્યોથી પણ તે દુઃખી થતો નથી. તે જાણે છે કે જે જેવું વાવે તેવું તે લણે છે. ઊલટું બીજા કોઈ તેના અપરાધ કરે અથવા અવગુણ કરે તો તે તેને માફ કરી સામો ઉપકાર કરવામાંજ પોતાને કૃતકૃત્ય માને છે.

આ પ્રમાણે જ્ઞાની માણસ ખરેખર ફિરસ્તો છે. પોતે સંયમી હોવાથી જીન્દગીના બધા વ્યવહારો નિર્લેપ રહી સુખથી પસાર કરે છે અને તડકા છાયા ચડતી પડતી સુખદુઃખ લાભ નુકશાન બધા તરફ સમદૃષ્ટિ રાખી, શાંતિથી બધું સહન કરી, પાણીમાં કમળની માફક નિર્લેપ સુખી જીન્દગી આનંદમાં વ્યતીત કરે છે.

જે જ્ઞાની સંયમી અને ડાહ્યા માણસે સ્વાર્થને જીતી લીધો છે તેની દૃષ્ટિ જ બદલાઈ જાય છે. તેને સર્વ જગત્ આનંદરૂપ જ જણાય છે. તેને દરેક જીવ પ્રત્યે સમભાવ રહે છે. તેને શાંતિ મળે છે. ઈચ્છા તૃષ્ણા લાલચો બધાથી દૂર જ રહે છે એટલે તેમાં તણાતો નથી. તેને પોતાના સ્વાર્થ પ્રત્યે લાગણી અથવા પારકા પ્રત્યે ધિક્કાર રહી જ શકતો નથી. તેને દિલગીરી કે આફતો અસર કરી શકતા

નથી, કેમકે તેનું જીવન એવું પ્રેમમય બની રહે છે કે તેને દિલગીરી કે આફત નડી જ શકતાં નથી. સ્વાર્થ વગર દિલગીરી થતી જ નથી. પરનાં ભલામાં જ જેણે સ્વાર્થ માન્યો છે, તેને સારા નરસા બનાવની અસર થતી નથી. કેમકે તે અંતઃકરણપૂર્વક માને છે કે જે સારા માઠા બનાવ બને છે તે તેનાં સારાં માટે જ બને છે. તે પોતાની શક્તિનો ઉપયોગ પરોપકાર દયા ક્ષમા ધૈર્યમાં જ કરે છે અને તેથી એવી તાકાદવાળો રહે છે કે તે શિક્ષક માર્ગદર્શક ગુરૂ થઈ રહે છે. થોડું બોલે છે, બોલે છે તેવું ચાલે છે. વર્તન ઉંચા પ્રકારનું સદાય એક સરખું રહે છે, એટલે તે પછી હમેશાં સુખમય આનંદી દીર્ઘાયુ સંતોષી થઈ રહે છે. આવા સદ્‌ગુણી વર્તનથી તે તેના જાતભાઇઓનો માનીતો થાય છે, એટલું જ નહીં પણ નેતા તરીકે ગણાય છે. વગર ખબર પડે પોતાના દાખલાથી બીજાને સુધારવા સાધનભૂત થાય છે.

આવી સ્થિતિએ પહોંચેલાને મન દુઃખ શબ્દ જ હસ્તી ધરાવતો નથી. સદાય સુખ સંતોષ તેને વરે છે. અને જ્ઞાન સંયમ સત્ય ધૈર્ય દયા ક્ષમા નિર્લોભપણું પ્રેમ નિષ્કપટીપણું આર્જવ સમદૃષ્ટિ વગેરે સદ્‌ગુણોને વળગનાર જ કાયમનો સુખી અને આ દુનિયાને જ સ્વર્ગ તરીકે

અનુભવી સુખમય જીન્દગી ગાળે છે. તેવાની જ જીન્દગી સફળ છે.

પરમાત્મા પાસે છેવટની માગણી છે કે આ નાનો લેખ વાંચી પાઠ કરી મનન કરી હરહમેશનાં પોતાના વર્તનમાં મુકી દરેક વાંચનાર મનુષ્યાવતાર સુખમય અને સફળ કરે.

भैषज्यमेतद् दुःखस्य यदेतन्नानुचिंतयेत् ॥

મનથી દુ:ખનો વિચાર જ ન કરવો એજ દુ:ખ નિવારણનું ઔષધ (ઉપાય) છે.

